એલેક્સાન્દર પૂશ્કિન

# ઇવાન બેલ્કિનની વાર્તાઓ



# મરહૂમ
# ઇવાન પેત્રોવિચ
# બેલકિનની
# વાર્તાઓ

•

અ. પૂ. દ્વારા
સંપાદિત

**ગૃહિણી પ્રોસ્તાકોવા**

હા, જી, તેને બાળકને મુખેથી
વાર્તાઓ સાંભળવાનો શોખ હતો.

**સ્કોતીનિન**

મિત્રોફાન મારા જેવો થયો છે.

**બોઘો**[1]

વાચકની સમક્ષ રજૂ કરવામાં આવતી ઈવાન પેત્રોવિચ બેલકિનની આ વાર્તાઓ પ્રકાશિત કરવાનું માથે લીધું છે એટલે પ્રસ્તાવના રૂપે મરહૂમ લેખકના જીવનનું સંક્ષિપ્ત બયાન પેશ કરીને આપણા દેશી સાહિત્યના આશકોના વાજબી કુતૂહલને અમુક અંશે સંતોષવાનું અમને મન થાય છે. એ હેતુ સિદ્ધ કરવા માટે અમે ઈવાન પેત્રોવિચ બેલકિનની જોડે સૌથી નિકટનું સગપણ ધરાવતી અને તેનો વારસો મેળવનારી મારિયા અલેક્સેયેવ્ના ત્રાફીલિનાને અપીલ કરી. પરંતુ દુર્ભાગ્યે તેને મરહૂમનો જરા સરખોયે પરિચય કદી રહ્યો નહોતો એટલે તે અમને કશી માહિતી ન આપી શકી. તેણે અમને આ વિષયમાં એક ઇજ્જતદાર સજ્જનનો સંપર્ક સાધવાની સલાહ આપી. એ સજ્જન અને ઈવાન પેત્રોવિચ વચ્ચે મિત્રાચારી હતી. અમે તેની સલાહનો અમલ કર્યો અને અમારા પત્રનો અમને મળેલો સંતોષપ્રદ ઉત્તર અમે નીચે પ્રસ્તુત કરીએ છીએ. અમે એ પત્રને સૌજન્યસભર કદર તથા ભાવભીની મિત્રાચારીના મોંઘેરા સ્મારક તરીકે અને સાથે સાથે જીવનની રૂપરેખાના પૂર્ણ રૂપે પર્યાપ્ત નિરૂપણ તરીકે મુદ્દલ સુધારાવધારા વગર નીચે છાપીએ છીએ :

**આદરણીય મહોદય,**

આ મહિનાની ૧૧મી તારીખનો આપનો માયાળુ પત્ર આ જ મહિનાની ૨૩મી તારીખે મેળવવાનું સંમાન મને પ્રાપ્ત થયું છે. એ પત્રમાં આપે અગાઉના

દિવસોના મારા દિલોજાન દોસ્ત અને ગ્રામવિસ્તારના પાડોશી મરહૂમ ઇવાન પેત્રોવિચ બેલકિનના જન્મ અને મૃત્યુ, રાજસેવા, ગૃહજીવન, કામકાજ, અને ચારિત્ર સંબંધી વિગતવાર માહિતી મેળવવાની આપની ઉત્કંઠા વ્યક્ત કરી છે. માનવંતા મહોદય, આપની ઉત્કંઠાને પરિતૃપ્ત કરવાનું સ્વીકારતાં હું અત્યંત સંતોષની લાગણી અનુભવું છું અને મરહૂમની રહેણીકરણી વિશે મને જે કંઈ યાદ છે એ બધું તથા મારા પોતાના કેટલાક ખ્યાલો હું આપને લખી જણાવું છું.

ઇવાન પેત્રોવિચ બેલકિનનો જન્મ ગોર્યૂખિનો ગામના એક પ્રતિષ્ઠિત કુલીન પરિવારમાં ૧૭૯૮ના વર્ષમાં થયો હતો. તેમના સદ્ગત પિતા સેકન્ડ-મેજર પ્યોતર ઇવાનોવિચ બેલકિન ત્રાફીલિન પરિવારની કન્યા પેલાગેયા ગાવ્રીલોવ્નાને પરણ્યા હતા. તે દોલતમંદ નહોતા પરંતુ કરકસરનો ગુણ ધરાવતા હતા અને પોતાના વ્યાવહારિક મામલા સંભાળવા પૂર્ણ રૂપે શક્તિમાન હતા. તેમના પુત્રને આરંભિક કેળવણી પરગણાના પાદરી પાસેથી પ્રાપ્ત થઈ. ઇવાન પેત્રોવિચ બેલકિનનો વાચનપ્રેમ અને પોતાના વતનની ભાષામાં લખવાની તેમની રુચિ એ આદરપાત્ર આદમીને આભારી હોય એમ લાગે છે. તે ૧૮૧૫માં ઇન્ફન્ટ્રી રેજિમેન્ટમાં જોડાયા (રેજિમેન્ટનો નંબર મને યાદ નથી આવતો) અને ૧૮૨૩ સુધી તેમાં રહ્યા. માતા અને પિતા બન્ને ટૂંકા ગાળાની અંદર એક પછી એક પરલોકવાસી થતાં તેમને રેજિમેન્ટમાંથી રાજીનામું આપી દેવું પડયું અને તે પોતાના વતનના ગામ ગોર્યૂખિનોમાં પોતાની વંશપરંપરાગત જાગીરમાં જઈને રહેવા લાગ્યા.

ઇવાન પેત્રોવિચે જાગીરની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી ત્યાર પછી તેમના બિનઅનુભવ અને મૃદુ સ્વભાવને કારણે બહુ થોડા વખતની અંદર મિલકતના બંદોબસ્તમાં બેદરકારી વરતાવા લાગી અને તેમના પરલોકવાસી પિતાએ સ્થાપેલી કડક શિસ્ત ઢીલી પડી ગઈ. પોતાના સ્ફૂર્તિલા અને કાબેલ ગામમુખી પ્રત્યે ખેડૂતો અસંતુષ્ટ હતા (ખેડૂતોની આદત મુજબ) તેથી તેને બરતરફ કરીને ઇવાન પેત્રોવિચે પોતાના ગામનો બંદોબસ્ત પોતાની પહેલાંની કામવાળીના હાથમાં સોંપી દીધો. એ બાઈએ વાર્તાઓ કહેવાની પોતાની આવડત વડે ઇવાન પેત્રોવિચનો વિશ્વાસ જીતી લીધો હતો. એ ભોળી ઘરડી બાઈ પચીસ રૂબલની નોટ અને પચાસ રૂબલની નોટ વચ્ચેનો ફેર કદી પારખી શકતી નહોતી. ગામના ઘણા ખેડૂતોની તે ધર્મમાતા હતી અને ખેડૂતોને તેની જરાય બીક નહોતી લાગતી.

ખેડૂતોએ પોતાનો નવો મુખી પસંદ કરી લીધો. એ માણસ ખેડૂતોને બેહદ છૂટ આપતો અને તેમની જોડે મળીને પોતાના માલિકને છેતરવાનાં કારસ્તાન કરતો. તેના પરિણામે ઈવાન પેત્રોવિચને વેઠની પ્રથા તજી દેવી પડી અને તેને બદલે સાવ ઓછી સાંથની પ્રથા દાખલ કરવી પડી. તેમ છતાં તેમના ખેડૂતોએ માલિકની કમજોરીનો લાભ ઉઠાવીને તેમની પાસેથી પહેલા વરસના સંબંધમાં અમુક સાવ અનાવશ્યક છૂટછાટો કરાવી લીધી અને બીજે વરસે સાંથનો બે તૃતીયાંશ ભાગ સૂકાં લીલાં ફળોના રૂપમાં ચૂકવ્યો. તેમાં પણ દેણાં બાકી રાખવામાં આવ્યાં.

ઈવાન પેત્રોવિચના પરલોકવાસી પિતાના મિત્ર તરીકે મને લાગ્યું કે પુત્રને પણ સલાહ આપવી એ મારી ફરજ છે. અગાઉના જેવો બંદોબસ્ત તે પોતે નહોતા જાળવી શકતા એટલે મેં કેટલીય વાર એવો બંદોબસ્ત ફરી પાછો કાયમ કરી આપવાની મરજી બતાવી. એ હેતુ લઈને હું એક દિવસ તેમને ત્યાં ગયો. મેં હિસાબના ચોપડા મંગાવ્યા અને ધૂર્ત મુખીને બોલાવ્યો. પછી હું ઈવાન પેત્રોવિચની હાજરીમાં ચોપડા તપાસવા લાગ્યો. ચોપડાની મારી તપાસ ઉપર યુવાન માલિકે શરૂઆતમાં અત્યંત કાળજી અને ખંતપૂર્વક ધ્યાન આપ્યું પરંતુ હિસાબમાંથી જ્યારે એમ જાણવા મળ્યું કે છેલ્લાં બે વરસની અંદર ખેડૂતોની સંખ્યા વધી ગઈ છે અને મરઘાંબતકાં તથા ઢોરની સંખ્યામાં નોંધપાત્ર ઘટાડો થયો છે ત્યારે ઈવાન પેત્રોવિચે એ પ્રારંભિક ગણતરીઓથી સંતોષ માન્યો અને વધારે કંઈ સાંભળવાનો ઈનકાર કર્યો. વળી મારી તપાસો અને મારા આકરા સવાલો વડે મેં લુચ્ચા મુખીને અત્યંત ગભરાટમાં નાખી દીધો હતો અને તદ્દન ચુપ કરી દીધો હતો એ ઘડીએ ખુરશીમાં ઊંઘી ગયેલા ઈવાન પેત્રોવિચનાં જોરથી બોલતાં નસકોરાં સાંભળીને મને કેટલો ક્લેશ થયેલો!

એ જ ઘડીથી મેં તેમની જાગીરના બંદોબસ્તમાં દખલ દેવાનું બંધ કરી દીધું અને તેમના મામલાઓને સર્વશક્તિમાન ઈશ્વરની ઇચ્છા ઉપર છોડી દીધા (તેમણે પોતે કર્યું હતું તેમ જ).

એ ઘટનાએ અમારા સંબંધોમાં પ્રવર્તિત મૈત્રીભાવ ઉપર કશી અસર ન કરી કેમ કે તેમની કમજોરી અને આપણા યુવાન કુલીન લોકોમાં પ્રચલિત વિનાશક ઢીલાશ મને નાપસંદ હોવા છતાં ઈવાન પેત્રોવિચ પ્રત્યે મને હાર્દિક સ્નેહ હતો. એવા માયાળુ અને આદરપાત્ર યુવાન પ્રત્યે સ્નેહ ન ધરાવવાનું ખરેખર અશક્ય

હતું. વળી ઇવાન પેત્રોવિચ પોતાના તરફથી મને મારાં વરસોને અનુરૂપ આદર દાખવતા અને મારા પ્રત્યે ખૂબ અનુરાગ ધરાવતા. ટેવો, વિચારો, અને સ્વભાવના સંબંધમાં અમારી વચ્ચે બહુ ઓછું સામ્ય હોવા છતાં અમે છેક અંત સુધી લગભગ દરરોજ મળતા કેમ કે મારી સાદી રીતભાતની તે કદર કરતા.

ઇવાન પેત્રોવિચની રુચિઓ અત્યંત મર્યાદિત હતી અને દરેક જાતના ભોગવિલાસથી તે દૂર રહેતા. મેં તેમને મદ્યના નશાની હાલતમાં કદી નથી જોયા (અમારા વિસ્તારમાં આ બાબત ભારે ચમત્કાર જેવી છે), તેમને નારી જાતિ પ્રત્યે ઊંડી આસક્તિ હતી પરંતુ પોતે કુંવારી કન્યા જેવા શરમાળ હતા.*

આપના પત્રમાં આપે જે વાર્તાઓનો ઉલ્લેખ કર્યો છે તે ઉપરાંત કેટલીય હસ્તપ્રતો ઇવાન પેત્રોવિચ પોતાની પાછળ મૂકી ગયા છે. તેમાંની અમુક મારા કબજામાં છે અને કેટલીકનો તેમની કામવાળીએ વિવિધ ઘરેલુ કામો માટે ઉપયોગ કરી નાખ્યો છે. તેણે ગયા શિયાળામાં મકાનના પોતાના ભાગની બધી બારીઓ ઉપર ઇવાન પેત્રોવિચની એક નવલકથાનાં હસ્તલિખિત પૃષ્ઠો ચોંટાડી દીધાં છે. ઇવાન પેત્રોવિચે એ નવલકથા પૂરી નહોતી કરી. હું ભૂલતો ન હોઉં તો ઉપરોક્ત વાર્તાઓ તેમના પ્રથમ સાહિત્યિક પ્રયાસોના સુફળ રૂપે સર્જાઈ હતી. ઇવાન પેત્રોવિચના કથન અનુસાર મોટા ભાગની વાર્તાઓ સાચી ઘટનાઓ ઉપર આધારિત છે અને એ ઘટનાઓ તેમણે વિવિધ વ્યક્તિઓ પાસેથી સાંભળેલી.** પરંતુ લગભગ બધાં

---

* અહીંયાં એક કિસ્સો વર્ણવવામાં આવ્યો છે પરંતુ અમે તેને અનાવશ્યક ગણીને છોડી દીધો છે. સાથે સાથે અમે વાચકને ખાતરી આપીએ છીએ કે ઇવાન પેત્રોવિચની યાદને લાંછન લગાડે એવું કશું એ કિસ્સામાં નથી. (પૂશ્કિનની નોંધ)

** હકીકતમાં ઇવાન પેત્રોવિચ બેલકિનની હસ્તપ્રતની પ્રત્યેક વાર્તા ઉપર લેખકના હસ્તાક્ષરોમાં આવા શબ્દો અંકિત છે: "અમુક (દરજ્જો કે પદવી, અને નામના પ્રથમાક્ષરો) વ્યક્તિએ મને કહી સંભળાવ્યા મુજબ." જિજ્ઞાસુ વાચકો માટે અમે નિમ્નાંકિત વિગતો રજૂ કરીએ છીએ: 'પોસ્ટમાસ્ટર'નું વર્ણન તેમણે નામધારક સલાહકાર એ. જી. એન. પાસેથી સાંભળેલું, 'ગોળીબાર'નું કર્નલ આઇ. એલ. પી. પાસેથી, 'મુડદાંને દાવત'નું ગુમાસ્તા બી. વી. પાસેથી, અને 'હિમઝંઝાવાત' તથા 'કામણગારું ટીખળ'નું વર્ણન તરુણ મહિલા કે. આઇ. ટી. પાસેથી સાંભળ્યું હતું.

નામ કલ્પિત છે અને નાનાંમોટાં ગામોનાં નામ અમારા વિસ્તારમાંથી લેવામાં આવ્યાં છે. તેમાં મારા પોતાના ગામનો ઉલ્લેખ પણ છે. તેનું કારણ કોઈ પણ જાતના અનિષ્ટ ઇરાદા નહિ પરંતુ કેવળ કલ્પનાનો અભાવ જ છે.

૧૮૨૮ની શરદના દિવસોમાં ઇવાન પેત્રોવિચને સખત શરદી થઈ ગઈ. બીમારી વધી જતાં તેમને ખૂબ તાવ ચડયો. સ્થાનિક હકીમ ખૂબ કાબેલ માણસ હતો અને ખાસ કરીને કપાશી તથા એવા જ બીજા હઠીલા રોગોના ઉપચારમાં પાવરધો હતો. તેના અણથક પ્રયાસો છતાં ઇવાન પેત્રોવિચ મૃત્યુ પામ્યા. ઇવાન પેત્રોવિચનું મૃત્યુ તેમની ત્રીસ વર્ષની ઉંમરે મારા ખોળામાં થયું અને તેમને ગોર્યૂખિનો ગામના દેવળના કબ્રસ્તાનમાં તેમનાં માતાપિતાની જોડાજોડ દફનાવવામાં આવ્યા.

ઇવાન પેત્રોવિચ મધ્યમ કદના માણસ હતા અને રાખોડી આંખો, ઘેરા સોનેરી કેશ, તથા સીધું નાક ધરાવતા હતા. તેમનો વાન ઊજળો હતો અને બાંધો પાતળો હતો.

માનવંતા મહોદય, મારા મરહૂમ પાડોશી અને મિત્રની જિંદગી, કામકાજ, સ્વભાવ, અને દેખાવ વિશે મને આટલી બાબતો યાદ આવે છે. મારા પત્રનો કશો ઉપયોગ કરવાનું આપને યોગ્ય લાગે તો હું આપને વિનંતિ કરું છું કે કૃપા કરીને મારા નામનો ઉલ્લેખ ન કરશો. સાહિત્યના સર્જકો પ્રત્યે મારા દિલમાં ઊંડો આદર અને સ્નેહ છે ખરો, પરંતુ હું પોતે એવા રૂપમાં પેશ થવા નથી ઇચ્છતો. મારી ઉંમરને ધ્યાનમાં લેતાં એ ખરેખર અનુચિત જ ગણાય.

હાર્દિક આદર સહિત, આપનો...

૧૬મી નવેંબર, ૧૮૩૦,
નેનારાદોવો ગ્રામ

આપણા લેખકના મિત્રની ઇચ્છાને માન આપવું એ અમે અમારી ફરજ ગણીએ છીએ અને તેમણે પૂરી પાડેલી માહિતી બદલ તેમના પ્રત્યે ઊંડા આભારની લાગણી વ્યક્ત કરીએ છીએ. અમે શ્રદ્ધા રાખીએ છીએ કે તેમણે આપેલી સહાયમાં અભિવ્યક્ત હાર્દિક લાગણી અને નિખાલસતાની અમારા વાચકો કદર કરશે.

**અ. પૂ.**



અમે દ્વંદ્વ લડયા.
**બારાતીન્સ્કી**[2]

મેં પ્રણ લીધું કે હું તેને
દ્વંદ્વના અધિકારે ગોળીએ
વીંધી નાખીશ (હું હજુ એક
ગોળીબાર પૂરતો તેનો
કરજદાર હતો).
**ખુલ્લી છાવણીમાં એક સાંજે**[3]

## ૧

અમે ...નામે એક નાનકડા શહેરમાં પડાવ નાખ્યો હતો. લશ્કરી અફસરની જિંદગી કેવી હોય છે એ તો સૌ જાણે છે. સવારે કવાયત અને ઘોડેસવારીની તાલીમ, રેજિમેન્ટલ કમાંડરને ઘેર અથવા યહૂદીની સરાઈમાં બપોરનું જમવાનું, અને સાંજે શરાબ અને પત્તાંની રમત ...શહેરમાં એક પણ ઘરનાં બારણાં અમારે માટે ખૂલતાં નહિ, એક પણ કુંવારી તરુણીની સોબત અમને મળતી નહિ. અમે એકબીજાના

રહેઠાણમાં ભેગા થતા અને ત્યાં એકબીજાના યુનિફૉર્મ સિવાય બીજી કોઈ જોવા જેવી ચીજ અમારી નજરે પડતી નહિ.

અમારા વર્તુળમાં ફક્ત એક જ આદમી લશ્કરી માણસ નહોતો. તેને પાંત્રીસ વરસ થયાં હતાં અને અમે તેને ઠીક ઠીક ઉંમરે પહોંચી ગયેલો ગણતા. તેનો અનુભવ તેને અમારી ઉપર સરસાઈ આપતો અને તેની નિત્યની ગમગીની, તેનો આકરો સ્વભાવ, તથા તેની ડંખીલી વાણીનો અમારાં તરુણ માનસ ઉપર પ્રબળ પ્રભાવ પડતો. તેની જિંદગી રહસ્યથી છવાયેલી હતી. તે રશિયન લાગતો હતો પણ તેનું નામ પરદેશી હતું. એક જમાનામાં તે હયદળમાં હતો અને સફળ કારકિર્દીની સંભાવનાઓ ધરાવતો હતો. હયદળમાંથી રાજીનામું આપીને તે આ નાનકડા કંગાલ શહેરમાં કેમ રહેવા આવ્યો હશે તેની કોઈને ખબર નહોતી. અહીંયાં તે એકીવખતે કંજૂસ અને ઉડાઉ જિંદગી જીવતો પગે ચાલીને જતો આવતો, જર્જરિત કાળો ફ્રૉકકોટ પહેરતો, પણ અમારી રેજિમેન્ટના બધા અફસરો માટે તેના ઘરનાં બારણાં સદા ખુલ્લાં રહેતાં. એ સાચું કે તેને ત્યાં ભોજનમાં માજી સિપાહીના હાથે રંધાયેલી બે કે ત્રણ જ વાનગીઓ પીરસાતી પણ શૅમ્પેન મદ્યનો પ્રવાહ નિરંકુશ વહેતો રહેતો. તેની દોલત કે આવક વિશે કોઈને જાણકારી નહોતી અને એ બાબત પૂછવાની હિંમત કોઈ ન કરતું. તેની પાસે સારી સંખ્યામાં પુસ્તકો હતાં. મોટા ભાગનાં પુસ્તકો લશ્કરી વિષયો સંબંધી અને નવલકથાનાં હતાં. તે જેને જોઈએ તેને રાજીખુશીથી પુસ્તકો આપતો અને કદી પાછાં માગતો નહિ. તે પોતે પણ માગી લાવેલાં પુસ્તકો કદી કોઈને પાછાં આપતો નહિ. તેની મુખ્ય પ્રવૃત્તિ પિસ્તોલના ગોળીબાર કરવાની હતી. તેના ખંડની દીવાલો ગોળીબારનાં નિશાનોથી છવાયેલી હતી અને મધપૂડાના ટુકડા ગોઠવ્યા હોય એવી દેખાતી હતી. માટીના જે કંગાલ ઘરમાં તે રહેતો હતો તેમાં મોજશોખની ફક્ત એક જ નિશાની નજરે પડતી— પિસ્તોલોનો તેનો બહોળો સંગ્રહ. ગોળીબાર કરવાની તેની કાબેલિયત ઊંચામાં ઊંચી કક્ષાની હતી. કોઈની ટોપી ઉપર ફળ મૂકીને તેને વીંધી નાખવાનું સૂચન તે કરે તો પોતાનું માથું તેની સામે ધરી દેવામાં અચકાય એવો એક પણ માણસ અમારી રેજિમેન્ટમાં નહોતો. અમારી વાતચીત ઘણી વાર દ્વંદ્વના વિષય ઉપર પહોંચી જતી પણ સિલ્વિયો (હું તેનો ઉલ્લેખ એ નામે કરીશ) તેમાં કદી જોડાતો નહિ. તે પોતે કદી દ્વંદ્વ લડયો છે કે નહિ એવા સવાલનો જવાબ તે કોઈ પણ

એની વિગતોમાં ઊતર્યા વગર તોછડાઈથી હકારમાં આપતો. વાત સાફ હતી કે આવા સવાલોથી તે નારાજ થઈ જતો. અમે માની લીધું કે તેની કાબેલિયતનો કોઈ કમનસીબ ભોગ તેના આત્માને ડંખી રહ્યો હશે. તેનામાં કાયરતા જેવું કંઈ હોય એવી આશંકા અમારાં મનમાં બેશક કદી ન ઊપજી. કેટલાક લોકોનો દેખાવ જ એવા હોય છે કે એવા વહેમનો સવાલ જ ઊભો ન થાય. એટલામાં એક એવી ઘટના બની કે અમે સૌ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા.

એક દિવસે અમારા લગભગ દસેક અફસરો સિલ્વિયોને ઘેર જમી રહ્યા હતા. અમે રોજના જેટલું જ મદ્યપાન કરેલું, એટલે એમ કે સારી પેઠે કરેલું. જમી લીધા પછી અમે અમારા મિજબાનને અમારી જોડે પત્તાંનો જુગાર રમવાની વિનંતિ કરી. તે ઘણી વાર સુધી ઈનકાર કરતો રહ્યો કેમ કે તે જવલ્લે જ પત્તાં રમતો. પણ આખરે તેણે પત્તાં મંગાવ્યાં, ટેબલ ઉપર દસ દસ રૂબલના લગભગ પચાસેક સિક્કા વીખરતા મૂક્યા, અને પત્તાં વહેંચવાનું શરૂ કર્યું. અમે સૌ તેને ઘેરીને બેસી ગયા અને રમત ચાલુ થઈ ગઈ. સિલ્વિયોને ટેવ હતી કે રમતી વેળા તે તદ્દન ચુપ રહેતો. ન દલીલ કરે કે ન ખુલાસા કરે. દાવ લગાવનાર ક્યારેક ભૂલ કરે તો સિલ્વિયો કાં તો તત્કાળ પૈસા ભરી દે અથવા વધારાની રકમની નોંધ ટપકાવી લે. અમે સૌ તેની એ ટેવથી વાકેફ હતા અને તેને તેના પોતાના નિયમો ચલાવવા દેતા. પરંતુ અમારામાંના એક અફસરની તાજેતરમાં જ અમારી રેજિમેન્ટમાં બદલી થઈ હતી. એ માણસે રમતાં રમતાં અજાણતાં જ દાવ જરાક વધારી દીધો. સિલ્વિયોએ હાથમાં ચાક લીધો અને પોતાની ટેવ મુજબ જુમલો સુધારી લીધો. સિલ્વિયોએ ભૂલ કરી હશે એમ માનીને અફસર ખુલાસા કરવા લાગ્યો. સિલ્વિયોએ ચુપચાપ રમત ચાલુ રાખી. અફસર અધીરો થઈ ગયો અને પોતાની નજરે ખોટા આંકડાને તેણે હાથમાં બ્રશ લઈને ભૂંસી નાખ્યો. સિલ્વિયોએ ચાક લીધો અને આંકડા ફરી વાર લખ્યા. દારૂ, જુગાર, અને દોસ્તોની હસાહસથી ઉશ્કેરાઈ ગયેલા અફસરને તેમાં ઘાતક નામોશી લાગી અને તેણે ટેબલ ઉપરથી પિત્તળની શમાદાની દીવી સિલ્વિયો ઉપર ફેંકી. સિલ્વિયો ખસી જઈને માંડ માંડ બચ્યો. અમે સૌ [illegible] થઈ ગયા. ગુસ્સાથી સિલ્વિયોનો ચહેરો ફિક્કો પડી ગયો અને તેની આંખો ચમકારા મારવા લાગી. તેણે ઊભા થઈને અફસરને કહ્યું: “મહાશય,

મહેરબાની કરીને ચાલ્યા જાઓ, અને ઈશ્વરનો આભાર માનજો કે આ ઘટના મારા ઘરમાં બની છે."

અંજામ વિશે અમારાં મનમાં મુદ્દલ શંકા નહોતી. અમારા નવા સાથીને અમે મરેલો જ માની લીધો. તે એમ કહીને ચાલ્યો ગયો કે અપમાનના જવાબ માટે પોતે મિજબાન સજ્જનને જ્યારે ફાવે ત્યારે તૈયાર છે. રમત થોડી મિનિટો વધારે ચાલી પણ અમને સૌને લાગ્યું કે મિજબાનનું મન રમતમાં નથી, એટલે અમે સૌ એક પછી એક રજા લઈને બહાર નીકળ્યા અને નજીકના ભવિષ્યમાં મળનારી છુટ્ટી વિશે વાતો કરતા પોતપોતાના રહેઠાણ તરફ ચાલ્યા.

બીજે દિવસે ઘોડેસવારીની તાલીમ વખતે અમે એકબીજાને પૂછતા હતા કે બીચારો લેફ્ટનન્ટ હજી જીવતો છે કે? એટલામાં તે પોતે જ અચાનક આવી પહોંચ્યો. અમે તેને એ જ સવાલ પૂછ્યો. તેણે જવાબ આપ્યો કે સિલ્વિયોનો કોઈ સંદેશ મને હજુ મળ્યો નથી. અમને આશ્ચર્ય થયું. અમે સિલ્વિયોને ઘેર ગયા. તેણે દરવાજા ઉપર એક્કાનું પત્તું ચોંટાડ્યું હતું અને પત્તાની ઉપર બરાબર વચમાં તે એક પછી એક ગોળી છોડયે જતો હતો. તેણે અમને રોજની રીતે આવકાર્યા પણ આગલા દિવસની ઘટના વિશે તે એક શબ્દ પણ ન બોલ્યો. ત્રણ દિવસ વીતી ગયા પણ લેફ્ટનન્ટ જીવતો જ રહ્યો. અમે અચરજમાં પડી જઈને એકબીજાને પૂછવા લાગ્યા કે સિલ્વિયો લડવા તૈયાર ન હોય એમ બની શકે ખરું? સિલ્વિયો લડ્યો નહિ. તેણે સાવ નામની માફીથી સંતોષ માની લીધો અને લેફ્ટનન્ટની જોડે સુમેળ કરી લીધો.

એથી જુવાનોની નજરમાં સિલ્વિયો સારી પેઠે હલકો પડી ગયો હોત. બહાદુરીને અસંખ્ય પાપકર્મો ઢાંકી દેતો સર્વોચ્ચ સદ્ગુણ ગણતા જુવાન લોકો હિંમતના અભાવને કદી માફ ન કરી શકે. પરંતુ ધીરે ધીરે આખી વાત ભુલાઈ ગઈ અને સિલ્વિયોએ ફરી પાછો પહેલાં જેવો પ્રભાવ જમાવી દીધો.

હું એકલો જ તેની બાબતમાં પહેલાં જેવી લાગણી ન જાળવી શક્યો. હું સ્વભાવે જ રોમાન્ટિક કલ્પનામાં રાચતો અને એટલે જેની જિંદગી કોયડા સમાન હતી અને જેને હું કોઈ રહસ્યમય કિસ્સાનો નાયક સમજતો હતો એ માણસ પ્રત્યે અગાઉ હું બીજા બધા કરતાં વધારે નિષ્ઠા ધરાવતો હતો. અને તેને પણ મારા પ્રત્યે સ્નેહ હતો. ગમે તેમ પણ મારા એકલાની જ બાબતમાં તે પોતાની નિત્યની ડંખીલી જીભ તજી દેતો અને વિવિધ વિષયો લઈને સાદી તથા મોહક રીતે ચર્ચા

કરતો. પરંતુ પેલી કમનસીબ સાંજે તેની ઇજ્જત ઉપર લાગેલું કલંક તેણે પોતાની મરજીથી ધોયા વગર રહેવા દીધું હતું. એ હકીકતની યાદ મારા મનમાંથી ખસતી નહોતી અને એ યાદ મને તેની જોડે પહેલાં જેવું આચરણ કરતાં રોકતી. તેની નજરમાં નજર પરોવતાં હું શરમની લાગણી અનુભવતો. સિલ્વિયો એટલો ચતુર અને અનુભવી હતો કે મારા મનના ભાવ તેના ધ્યાનમાં આવી ગયા અને તેનું કારણ તે સમજી ગયો. એથી તેને દુ:ખ થતું હોય એમ લાગ્યું. ગમે તેમ પણ પોતાનું દિલ મારી સમક્ષ ખોલવાની તેની ઉત્કંઠા એક કે બે વાર મેં પારખી લીધી. પરંતુ એવા પ્રસંગોથી હું દૂર ભાગતો અને સિલ્વિયોએ મને મારી મરજી ઉપર છોડી દીધો. એ વખતથી હું તેને મારા સાથીઓના સંગાથમાં જ મળતો અને અગાઉ અમારી વચ્ચે થતી નિખાલસ વાતચીત બંધ થઈ ગઈ.

ગામડાંના અથવા નાનાં શહેરોના રહેવાસીઓને પરિચિત અનેક સંવેદનોનો મોટાં શહેરોના બેફિકર રહેવાસીઓને મુદ્દલ ખ્યાલ ન આવી શકે — દાખલા તરીકે ટપાલનો દિવસ આવે તેની જોવાતી વાટ. રેજિમેન્ટનું વડું મથક મંગળવારે અને શુક્રવારે અફસરોથી ખીચોખીચ ભરાયેલું રહેતું. કેટલાકને પૈસાની, કેટલાકને પત્રોની, અને કેટલાકને અખબારોની અપેક્ષા રહેતી. પત્રો તો મોટે ભાગે ત્યાં ને ત્યાં જ ખોલી નાખવામાં આવતા અને ખબરોની આપલે થવા લાગતી એટલે ઑફિસમાં ખૂબ ઉત્તેજનાનું વાતાવરણ ફેલાયેલું રહેતું. સિલ્વિયોના પત્રો પણ રેજિમેન્ટની મારફત આવતા અને એટલે તે પણ સામાન્ય રીતે ઑફિસમાં આવતો. એક દિવસ તેને એક પત્ર આપવામાં આવ્યો અને તેણે એ પત્ર અત્યંત અધીરાઈના ભાવે ખોલ્યો. પત્રના લખાણ ઉપર ઉતાવળી નજર ફેરવતાં તેની આંખો ચમકી ઊઠી. પોતપોતાના પત્રો વાંચવામાં પડેલા અફસરોના ધ્યાનમાં એ વાત ન આવી. સિલ્વિયો મોટે અવાજે બોલી ઊઠયો: "સજ્જનો, સંજોગોએ મારી તત્કાળ રવાનગી જરૂરી બનાવી છે. હું આજે રાત્રે જ નીકળી જઈશ. મને આશા છે કે મારી જોડે આખરી વાર ભોજન લેવાનો તમે ઇનકાર નહિ કરો." મને ઉદ્દેશીને તેણે કહ્યું: "હું તમારી વાટ જોઈશ, તમે જરૂર આવજો!" એટલું કહીને તે ઉતાવળો વડા મથકમાંથી બહાર નીકળી ગયો અને અમે સૌ સિલ્વિયોને ઘેર મળવાનું નક્કી કરીને પોતપોતાને રસ્તે પડયા.

નિયત સમયે સિલ્વિયોને ઘેર પહોંચતાં મેં જોયું કે લગભગ આખી રેજિમેન્ટ

ત્યાં ભેગી થઈ ગઈ હતી. તેનો સામાન બંધાઈ ગયો હતો અને ગોળીઓનાં નિશાનોથી છવાયેલી ખાલી દીવાલો સિવાય બીજું કંઈ ઘરમાં નજરે પડતું નહોતું. અમે સૌ ટેબલ ફરતે બેસી ગયા. અમારા મિજબાનનો મિજાજ સરસ હતો અને તેનો ઉલ્લાસ થોડા વખતમાં જ તેના મહેમાનોમાં ફેલાઈ ગયો. બાટલીઓનાં બૂચ અવિરત ગતિએ ટપાક અવાજ કરતાં ખૂલતાં ગયાં, પ્યાલીઓમાં શરાબ ફીણ ઉછાળતો અને ફૂંફાડા મારતો રહ્યો. વિદાય લેતા મિત્રની સગવડભરી સફર અને તેના સુખદ ભાવિની શુભ કામનાઓના જામ અમે થાક્યા વગર પીતા રહ્યા. અમે ટેબલ પાસેથી ઊઠયા ત્યારે મોડી રાત થઈ ગઈ હતી. અમે જવા માટે ટોપીઓ પહેરવા લાગ્યા તે દરમિયાન સિલ્વિયોએ દરેકની અલગ અલગ વિદાય લીધી. હું બહાર નીકળવા જતો હતો એટલામાં તેણે મારો હાથ પોતાના હાથમાં લઈને મને રોક્યો અને હળવા અવાજે મને કહ્યું: "હું તમારી જોડે વાત કરવા માગું છું." હું રોકાઈ ગયો.

મહેમાનો ચાલ્યા ગયા અને અમે બે એકલા બાકી રહ્યા. એકબીજાની સામે નજર માંડીને અમે હોકલીઓ સળગાવતા ચુપ બેઠા હતા. સિલ્વિયો વિચારમગ્ન હતો. તેના ઊછળતા ઉલ્લાસની એક પણ નિશાની બાકી નહોતી રહી. ઉદાસ ફિક્કો ચહેરો અને ચળકતી આંખો તથા મોંમાંથી નીકળતી ધુમાડાની જાડી સેરને લીધે તે કોઈ ખરેખરા દૈત્ય જેવો દેખાતો હતો. થોડીક મિનિટો એમ જ વીતી ગઈ અને પછી સિલ્વિયોએ ચુપકીનો ભંગ કર્યો. તેણે કહ્યું: "કદાચ આપણે ફરી કદી નહિ મળીએ. આપણે જુદા પડીએ તે પહેલાં તમારી જોડે વાત કરી લેવાની મારી ઇચ્છા છે. તમે એ વાતની નોંધ લીધી હશે કે બીજા લોકો મારે વિશે શું ધારે છે તેની મને ઝાઝી પરવા નથી. પરંતુ તમે મને ગમો છો અને તમારા મનમાં ખોટી છાપ છોડી જાઉં તો મને દુ:ખ થશે."

તે થંભી જઈને હોકલીમાં નવી તમાકુ ભરવા લાગ્યો. હું એક પણ શબ્દ બોલ્યા વગર નીચે જોતો બેઠો રહ્યો.

તેણે વાત આગળ ચલાવી: "ઘેનમાં ચકચૂર ડંફાસિયા ... પાસેથી મેં અપમાનના બદલાનો તકાદો ન કર્યો એ હકીકત તમને વિચિત્ર લાગી છે. તમે કબૂલ કરશો કે હથિયાર પસંદ કરવાનો હક મને હોઈને તેની જિંદગી મારા હાથમાં હતી, અને મારી પોતાની જિંદગીનું જોખમ બહુ જ ઓછું હતું. મારા સંયમનું

કારણ કેવળ મારી ઉદારતા જ હોય એમ હું તમને માની લેવા દઈ શકું ખરો, પરંતુ હું તમારી જોડે છળ નથી કરવા માગતો. મારી પોતાની જિંદગીને મુદ્દલ જોખમમાં મૂક્યા વગર જો હું ...ને સજા કરી શક્યો હોત તો મેં તેને કદી માફી ન આપી હોત."

હું વિસ્મિત થઈને તેની સામે તાકી રહ્યો. તેની કબૂલાતે મને સારી પેઠે ચોંકાવી દીધો. તે આગળ બોલ્યો:

"હા — મારી જિંદગીને જોખમમાં મૂકવાનો મને મુદ્દલ હક નથી. છ વરસ પહેલાં મેં મોં ઉપર તમાચો ખાધો છે અને મારો દુશ્મન હજી જીવતો છે."

મારું કુતૂહલ એકદમ જાગી ઊઠયું. મેં પૂછ્યું: "અને તમે એ માણસની સામે લડ્યા નહિ? કદાચ સંજોગોએ તમને એકબીજાથી અળગા કરી દીધા હશે?"

સિલ્વિયો જવાબમાં બોલ્યો: "હું જરૂર લડેલો, અને અમારા દ્વંદ્વયુદ્ધની આ નિશાની મારી પાસે મોજૂદ છે."

તેણે ઊભા થઈને પૂંઠાના એક બૉક્સમાંથી સોનેરી ફૂમતાવાળી એક પટીદાર લાલ ટોપી કાઢી (ફ્રેંચ લોકો જેને 'પોલીસની ટોપી' કહે છે અને જેનો ઉપયોગ સાધારણ રીતે લશ્કરી સિપાહીઓ કરે છે એવી). એ ટોપી તેણે પોતાને માથે મૂકી અને મેં જોયું કે તેમાં કપાળથી એક ઈંચ ઊંચે ગોળીબારનું કાણું હતું.

સિલ્વિયોએ વાત આગળ ચલાવી: "તમને તો ખબર છે કે એક જમાનામાં હું ...મી હુસાર રેજિમેન્ટમાં હતો. મારા સ્વભાવથી તમે વાકેફ છો. મને દરેક બાબતમાં સૌથી મોખરે રહેવાની ટેવ છે. પરંતુ જુવાનીમાં તો મને એ બાબતની ઘેલછા હતી. અમારા જમાનામાં ધાંધલબાજીની ફૅશન હતી અને લશ્કરમાં હું સૌથી જબરો ટંટાખોર માણસ હતો. નશાથી ચકચૂર બની જવામાં અમે ગર્વ અનુભવતા અને કવિ દેનીસ દાવીદોવે અમર બનાવી દીધેલા પ્રખ્યાત બુર્ત્સોવને[4] મેં એક વાર દારૂ પીવામાં હરાવી દીધો હતો. અમારી રેજિમેન્ટમાં દ્વંદ્વયુદ્ધ લગભગ દરેક મિનિટે થતું અને હું સમર્થક કે સક્રિય સામેલગીર ન હોઉં એવું દ્વંદ્વયુદ્ધ જવલ્લે જ થતું. મારા સાથીઓ મને યશોગાનથી નવાજતા અને સતત બદલાતા રહેતા રેજિમેન્ટલ કમાંડરો મને અનિવાર્ય અનિષ્ટ ગણતા.

"હું નિર્વિકાર ભાવે (કે પછી કદાચ બહુ નિર્વિકાર ભાવે નહિ) મારી કીર્તિ માણી રહ્યો હતો એટલામાં એક માલેતુજાર જુવાન અમારી રેજિમેન્ટમાં જોડાયો.

તેનું નામ હું નહિ જણાવું પરંતુ તે એક પ્રતિષ્ઠિત કુળનો નબીરો હતો. એટલો તેજસ્વી અને વિધાતાનો એટલો માનીતો ઇન્સાન મેં પહેલાં ક્યારેય નહોતો જોયો! તમે પોતે જ ધારણા કરો— યુવાવસ્થા, બુદ્ધિપ્રભા, રૂપકાંતિ, રંગીલો મિજાજ, બેતમા હિંમત, વિખ્યાત કુળ, તથા ઉડાઉ હાથે ખર્ચાતું પણ કદી ખતમ ન થતું દેખાતું ધન—અને પછી કલ્પના કરવાની કોશિશ કરો કે એવો માણસ અમારાં મન ઉપર કેવી છાપ પાડે જ પાડે. મારું ચેમ્પિયનનું સ્થાન ડામાડોળ થઈ ગયું. મારી ખ્યાતિથી આકર્ષાઈને તેણે પહેલાં મારી જોડે મિત્રતા કેળવવાની કોશિશ કરી પરંતુ તેના પ્રયાસો ઉપર મેં ટાઢું પાણી રેડયું અને તેણે પોતાની કોશિશો મુદ્દલ અફસોસ વગર તજી દીધી. મારા દિલમાં તેના પ્રત્યે ભયંકર ધિક્કાર પેદા થયો. રેજિમેન્ટમાં અને સ્ત્રીઓ તરફથી તેને મળતી ચાહનાએ મને હતાશાને છેલ્લે પગથિયે પહોંચાડી દીધો. મેં તેની જોડે ટંટો કરવાની કોશિશ કરી મારા વ્યંગના જવાબ તે પોતાના વ્યંગ વડે આપતો. તેના વ્યંગ મને હંમેશાં મારા કરતાં વધારે ચતુરાઈભર્યા તેમ જ નવતર લાગતા અને બેશક અનેક ગણા વધારે રમૂજી હતા. તે ફક્ત મજાક કરતો અને મારી નસેનસમાં ઝેર વ્યાપી જતું. આખરે એક દિવસે સાંજે એક પોલિશ જમીનમાલિકે યોજેલા નૃત્યસમારંભમાં તેને બધી બાનુઓના, અને ખાસ કરીને તો જેની સાથે મારો ઇશ્ક ચાલતો હતો એ મિજબાનપત્નીના, લાડમાં મહાલતો જોઈને હું તેના કાનમાં ગલીચ ઠેકડીના થોડાક શબ્દો બોલ્યો. તેના ચહેરા પર લોહી ધસી આવ્યું અને તેણે મને મોં પર તમાચો ચોડી દીધો. અમારા હાથ એકદમ તલવારની મૂઠ ઉપર ગયા. બાનુઓ મૂર્છિત થઈ ગઈ, સૌએ જોર કરીને અમને એકબીજાથી અળગા કર્યા, અને અમે એ જ રાત્રે દ્વંદ્વયુદ્ધ લડવા નીકળી પડયા.

"વહેલી પરોઢનો વખત હતો. હું મારા ત્રણ સમર્થકોની જોડે નિયત સ્થળે ઊભો હતો. હું અવર્ણનીય અધીરાઈથી મારા પ્રતિસ્પર્ધીની વાટ જોઈ રહ્યો હતો. વસંતના દિવસો હતા અને સૂર્યોદય વહેલો થતો હોવાથી ગરમી થઈ ગઈ હતી. મેં દૂરથી તેને આવતો જોયો. તે પગપાળો આવી રહ્યો હતો, તેણે પોતાનું જાકીટ તલવારની અણિએ લટકાવ્યું હતું, અને તેની જોડે ફક્ત એક જ સમર્થક હતો. અમે સામે ગયા. તે ચેરીફળથી ભરેલી ટોપી હાથમાં લઈને આગળ આવ્યો. સમર્થકોએ પગલાં ગણીને અમારી વચ્ચે બાર કદમનું અંતર નક્કી કર્યું. પહેલી ગોળી

મા છોડવાની હતી પરંતુ હું ક્રોધાવેશથી એટલો ધ્રૂજી રહ્યો હતો કે મને મારા હાથની સ્થિરતાની ખાતરી ન રહી. એટલે પહેલી ગોળી છોડવાનો મારો હક જતો કરીને મેં તેને પહેલી ગોળી છોડવા કહ્યું. પરંતુ મારો પ્રતિસ્પર્ધી કબૂલ ન થયો. આખર ચિઠ્ઠી કાઢીને ફેંસલો કરવાનું નક્કી થયું અને તેમાં નિરંતર વિધાતાનો માનીતો આ આદમી કામયાબ નીવડયો. તેણે નિશાન તાકીને ગોળી છોડી અને મારી ટોપી વીંધાઈ ગઈ. પછી મારો વારો આવ્યો. હવે તેની જિંદગી મારા હાથમાં હતી. મેં ઝીણી નજરે તેનું નિરીક્ષણ કર્યું અને ચિંતાની જરા સરખીયે નિશાની હોય તો પારખી કાઢવાની કોશિશ કરી. તે મારી પિસ્તોલની સામે ઊભો રહીને પોતાની ટોપીમાંથી પાકેલાં ચેરીફળ ખાતો ગયો અને ઠળિયા થૂંકીને ઉડાડતો ગયો. ઠળિયા લગભગ મારા પગ સુધી પહોંચી જતા હતા. તેની બેફિકરાઈ જોઈને મને ઝાળ ચડી ગઈ. મને થયું કે જેને જિંદગીની કિંમત જ નથી એવા આ માણસની જિંદગી ખતમ કરી નાખવાથી શો ફાયદો? મારા મનમાં એક શયતાની ખ્યાલ ઝબકી ગયો. પિસ્તોલવાળો હાથ મેં નીચે નમાવી દીધો.

"મેં કહ્યું: 'હું જોઈ શકું છું કે તમને મોતનો વિચાર કરવાની ફુરસદ નથી. તમને ફળ ખાવામાં મઝા પડે છે. હું તેમાં ખલેલ નથી પાડવા માગતો.' તેણે તરત જવાબ વાળ્યો: 'તમે મને મુદ્દલ ખલેલ નથી પહોંચાડતા. ગોળી છોડો તો સારું. પછી જેવી તમારી મરજી. તમે મારા એક ગોળીના કરજદાર રહેશો અને હું સદા આભાર રહીશ.' સમર્થકો તરફ ફરીને મેં તેમને જણાવ્યું કે અત્યારે ગોળીબાર કરવાનો મારો ઇરાદો નથી. દ્વંદ્વયુદ્ધનો એ રીતે અંત આવ્યો.

"મેં લશ્કરમાંથી રાજીનામું આપી દીધું અને હું આ નાનકડા સ્થળે આવીને રહેવા લાગ્યો. ત્યારથી આજ સુધી એક પણ દિવસ એવો નથી વીત્યો કે જ્યારે વેર લેવાના વિચારો મારા મનમાં ન ઘોળાતા રહ્યા હોય. વેર વાળવાની ઘડી હવે આવી પહોંચી છે..."

સવારે મળેલો પત્ર સિલ્વિયોએ ખીસામાંથી ખેંચી કાઢયો અને મને વાંચવા આપ્યો. કોઈએ (ઘણું કરીને તેના વકીલે) મોસ્કોથી લખ્યું હતું કે અમુક આદમી થોડા વખતમાં એક સુંદર તરુણ બાનુ જોડે પ્રભુતામાં પગલાં માંડવાનો છે.

સિલ્વિયો બોલ્યો: "એ અમુક આદમી કોણ છે તે તમે સમજી ગયા છો. હું મોસ્કો જઈ રહ્યો છું. ચેરીફળોથી ભરેલી ટોપી હાથમાં લઈને તેણે જેવી બેફિકરાઈથી

મોતની વાટ જોયેલી એટલી જ બેફિકરાઈથી તે લગ્નની પૂર્વવેળાએ મોતને ભેટે છે કે નહિ એ હવે જોઈશું!"

એટલું કહીને સિલ્વિયો ઊભો થઈ ગયો અને ટોપી ભોંયપટ ઉપર પછાડીને પાંજરામાં પુરાયેલા વાઘની જેમ ઓરડામાં આંટા મારવા લાગ્યો. હું સાવ નિશ્ચલ ઊભો રહીને તેને સાંભળતો રહ્યો. મારું મન વિચિત્ર અને પરસ્પર અથડાતી લાગણીઓથી ઉત્તેજિત થઈ ગયું.

નોકરે અંદર આવીને કહ્યું કે ઘોડા તૈયાર છે. સિલ્વિયોએ હેતથી મારો હાથ દબાવ્યો, અમે એકબીજાને ભેટયા. તે જઈને ગાડીમાં બેઠો. ગાડીમાં બે ટ્રંક મૂકેલા હતા — એકમાં પિસ્તોલો હતી અને બીજામાં તેની અંગત ચીજો હતી. અમે ફરી વાર એકબીજાની વિદાય લીધી અને ઘોડા ફાળ ભરતા રવાના થઈ ગયા.

૨

કેટલાંય વર્ષો વીતી ગયાં અને કૌટુંબિક સંજોગોને લીધે મારે ...જિલ્લાના એક કંગાલ ગામમાં જઈને વસવું પડયું. હું મારી જાગીરના બંદોબસ્તમાં ડૂબેલો રહેતો હોવા છતાં મારી પહેલાંની ધમાલભરી અને બેફિકર જિંદગીના અભાવનો અફસોસ મારા દિલમાં કદી ઓછો નહોતો થયો. જેનાથી ટેવાઈ જવાનું મને સૌથી વધારે અકારું લાગતું હતું એ હતી શરદ અને શિયાળાની સાંજોની કારમી એકલતા. ગામના મુખી જોડે વાતો કરીને, કામ કેવું ચાલે છે એ જોવા ગાડીમાં બેસીને જાગીરમાં ફરીને, અથવા નવા શરૂ કરેલા વ્યવસાયોનું નિરીક્ષણ કરીને ભોજન સુધીનો વખત તો હું ગમે તે રીતે કાપી નાખતો. પરંતુ સંધ્યાના રંગ રેલાવા લાગે ત્યારે મારે શું કરવું તેની મને સમજણ જ ન પડતી. અલગ અલગ કબાટો અને સ્ટોરરૂમમાંથી મળી આવેલાં થોડાંક પુસ્તકોનો શબ્દેશબ્દ મને મોઢે થઈ ગયો હતો. કામવાળી કિરીલોવ્નાએ પોતાના વાર્તાખજાનાની બધી વાર્તાઓ મને ફરી ફરીને કહી સંભળાવી હતી. સ્ત્રીઓનાં ગીતો મારા મનમાં ગમગીની ભરી દેતાં. શરાબથી માથું ન ચડતું હોત તો મેં શરાબ પીવાનું શરૂ કરી દીધું હોત. વળી મારે સાફ દિલે કબૂલ કરી લેવું જોઈએ કે મને નર્યા કંટાળાને કારણે દારૂડિયો બની જવાની બીક લાગતી હતી. બધા દારૂડિયામાં એવો દારૂડિયો બદતરીન હોય છે અને અમારા જિલ્લામાં મેં એવા

અસંખ્ય દાખલા જોયા છે. મારા જૂજ પાડોશીઓ એવા જ બે કે ત્રણ કમભાગી જીવાનો હતા. તેમની વાતો મોટે ભાગે હેડકી અને નિસાસાઓની બનેલી રહેતી. આવી સોબત કરતાં એકલતા ઓછી અસહ્ય હતી.

લગભગ ત્રણ માઈલના અંતરે કાઉન્ટેસ ...ની જાગીર આવેલી હતી. પરંતુ ત્યાં કારભારી સિવાય બીજું કોઈ રહેતું નહોતું. કાઉન્ટેસ પોતાની જાગીરે ફક્ત એક જ વાર લગ્ન પછીના પ્રથમ વર્ષ દરમિયાન આવેલી અને એક મહિનાથી બહુ વધાર દિવસો નહોતી રોકાઈ. પરંતુ મારી એકાકી જિંદગીની બીજી વસંતના દિવસોમાં એવી અફવા સાંભળવામાં આવી કે કાઉન્ટેસ અને તેનો પતિ ઉનાળામાં પોતાની જાગીરે આવવાનાં છે. અને જૂનના આરંભમાં તેઓ ખરેખર આવી પહોંચ્યાં.

ગ્રામવિસ્તારના વાસીઓની જિંદગીમાં દોલતમંદ પાડોશીનું આગમન નવો યુગ અંકિત કરતું હોય છે. જમીનમાલિકો અને તેમના નોકરચાકરો એવી ઘટના વિશે બે મહિના પહેલાં વાતો કરવાનું શરૂ કરી દેતા હોય છે અને ઘટના વીતી ગયા પછી ત્રણ વરસ સુધી એ વિશે વાતો કર્યા કરતા હોય છે. મારી પોતાની બાબતમાં હું કબૂલ કરી લઉં છું કે તરુણ અને સુંદર પાડોશણના આગમનના સમાચારે મારા મન ઉપર પ્રબળ અસર કરી. હું અધીરાઈની આગથી જલવા લાગ્યો અને તેના આગમન પછીના પહેલા રવિવારે ભોજન પછી ...ગામ તરફ રવાના થઈ ગયો. મારો ઈરાદો નામદારોને તેમના સૌથી વધારે નજીક વસતા પાડોશી અને અત્યંત નમ્ર સેવક તરીકે મારો પરિચય આપવાનો હતો.

ખિદમતગાર મને કાઉન્ટના અભ્યાસખંડમાં લઈ ગયો અને પછી મારા આગમનની ખબર આપવા અંદર ગયો. વિશાળ અભ્યાસખંડ અત્યંત વૈભવથી સજાવવામાં આવેલો હતો. દીવાલોને અડીને ગોઠવેલા ઘોડા પુસ્તકોથી ભરેલા હતા અને પ્રત્યેક ઘોડાની ઉપર બ્રોંઝ ધાતુનું બનેલું પૂતળું મૂકેલું હતું. તાપણા માટે બનાવેલી સંગેમરમરની જગ્યા ઉપર મોટું દર્પણ ગોઠવેલું હતું. ભોંયપટ ઉપર લીલા રંગની જાજમ બિછાવેલી હતી અને તેની ઉપર ગાલીચા પાથરેલા હતા. મારી રાંકની કુટીરમાં એવા વૈભવથી હું બિનટેવાયેલો હતો અને બીજાની દોલતને નજરે જોવાનું પણ મેં લાંબા વખતથી બંધ કરી દીધું હતું. મારા મનમાં સંકોચની લાગણી વ્યાપી ગઈ અને ગામડિયો વરલાડો પાદરીના આગમનની વ્યાકુળતાથી વાટ જોતો હોય એવી રીતે હું કાઉન્ટના આગમનની વાટ જોવા લાગ્યો. બારણું ઊઘડ્યું અને

લગભગ બત્રીસ વર્ષની ઉંમરનો અત્યંત રૂપાળો પુરુષ દાખલ થયો. કાઉન્ટ સદ્ભાવ અને મિત્રતા દાખવતો મારી તરફ આવ્યો. સ્વસ્થ થઈ જવાની કોશિશ કરતો હું મારો પરિચય આપવા જતો હતો એટલામાં તેણે જ શરૂઆત કરી દીધી. અમે બેઠા. દીર્ઘ કાળના એકાકી જીવને ઉત્પન્ન કરેલા મારા સંકોચને તેની વિનયી અને સરળ વાતચીતે થોડી વારમાં જ દૂર કરી દીધો. હું સ્વસ્થ થવા લાગ્યો જ હતો ત્યાં કાઉન્ટેસ અંદર આવી અને મારા મનમાં પહેલાં કરતાંયે વધારે ક્ષોભ વ્યાપી ગયો. તે ખરેખર લાવણ્યમયી હતી. કાઉન્ટે અમારો પરિચય કરાવ્યો. મારી ઈચ્છા સ્વસ્થ દેખાવાની હતી પરંતુ મેં નચિંતતાનો ભાવ ધારણ કરવાની જેટલી વધારે કોશિશ કરી એટલો વધારે ક્ષોભ અનુભવ્યો. મારી માનસિક સ્વસ્થતા પાછી મેળવી લેવાનો અને અજાણ્યા માણસોની સોબતથી ટેવાઈ જવાનો મને વખત આપવા માટે તેમણે મને સુજન પાડોશી ગણીને મારી જોડેના વર્તનમાં શિષ્ટાચારનો આગ્રહ તજી દીધો અને તેઓ પરસ્પર વાતચીત કરવા લાગ્યાં. તે દરમિયાન હું ખંડમાં આમતેમ આંટા મારતો રહ્યો અને ચિત્રો તથા પુસ્તકો ઉપર નજર ફેરવતો રહ્યો. મને ચિત્રોમાં બહુ ઓછી સમજણ પડતી પરંતુ ત્યાં એક ચિત્રે મારું ધ્યાન આકર્ષ્યું. તેમાં સ્વિસ નિસર્ગદર્શન અંકિત હતું. પરંતુ મારું ધ્યાન ચિત્રકૃતિથી ખાસ નહોતું ખેંચાયું. મારું ધ્યાન તો એ હકીકતે ખેંચ્યું કે ચિત્રમાં ગોળીબારથી પડેલાં બે કાણાં હતાં. બરાબર એકની ઉપર બીજું કાણું હતું.

કાઉન્ટ તરફ ફરીને મેં કહ્યું: "આબાદ નિશાન વીંધ્યું છે!"

જવાબમાં તે બોલ્યો: "હા, અદ્ભુત નિશાન વીંધેલું છે." વાત આગળ ચલાવતાં તેણે પૂછ્યું: "તમે તો સરસ નિશાનબાજ હશો, નહિ કે?"

આખરે વાતચીત મારા દિલને પ્યારા વિષય તરફ વળી એથી ખુશી અનુભવતાં મેં જવાબ આપ્યો: "પ્રથમ કોટિનો. ત્રીસ કદમના અંતરેથી પત્તાનું નિશાન ચૂકું નહિ—બેશક, હું ટેવાઈ ગયો છું એ પિસ્તોલો વડે જ."

કાઉન્ટેસ ખૂબ એકાગ્રતાના ભાવે બોલી ઊઠી: "ખરેખર?" કાઉન્ટને ઉદ્દેશીને તેણે પૂછ્યું: "વહાલા, તમે ત્રીસ કદમના અંતરેથી પત્તું વીંધી શકો ખરા?"

કાઉન્ટે કહ્યું: "એક દિવસ હાથ અજમાવી જોઈશું. મારા જમાનામાં હું જેવોતેવો નિશાનબાજ નહોતો. પણ છેલ્લાં ચાર વર્ષમાં મેં પિસ્તોલ હાથમાં જ લીધી નથી."

"અરે, એમ હોય તો હું શરત લગાવું છું કે આપ નામદાર વીસ કદમના અંતરેથી પણ પત્તું વીંધી નહિ શકો," મેં કહ્યું. "પિસ્તોલની નિશાનબાજીમાં દરરોજ મહાવરો કરવાની જરૂર પડે છે. હું તો એ બોધપાઠ મારા અનુભવમાંથી શીખ્યો છું. અમારી રેજિમેન્ટમાં મારી ગણના ઉસ્તાદ નિશાનબાજોમાં થતી. પણ એક વાર આખો મહિનો પિસ્તોલ હાથમાં લીધા વગર વીતી ગયો. એ વખતે મારી પિસ્તોલો મરામતમાં પડી હતી. અને પરિણામ કેવું ધારો છો, નામદાર? ત્યાર પછી મેં પહેલી વાર નિશાન વીંધવાની કોશિશ કરી ત્યારે એક પછી એક ચાર વાર હું પચીસ કદમના અંતરેથી બોટલનું નિશાન ચૂકી ગયો. અમારો રંગીલો અને મશ્કરીખોર કેપ્ટન એ વખતે ત્યાં મોજૂદ હતો. તેણે મને કહ્યું: 'દોસ્ત, કોઈ પણ માણસ જોઈ શકે એમ છે કે તમારામાં બોટલને ઉડાવી દેવા જેટલીયે આવડત નથી.' ના, આપ નામદાર રોજના મહાવરાની અવગણના કદી ન કરશો નહિતર જોતજોતામાં તમારી ફાવટ છૂટી જશે. મારી જિંદગીમાં મેં જોયેલો પાકો ઉસ્તાદ નિશાનબાજ દરરોજ હાથ અજમાવતો, ભોજન પહેલાં ઓછામાં ઓછાં ત્રણ નિશાન વીંધતો. તેને માટે તો એ બાબત જમતાં પહેલાં વોદકાનો ગ્લાસ પીવા જેવી જ એક ટેવ હતી."

મારી વાચા ખૂલી ગયેલી જોઈને કાઉન્ટ અને કાઉન્ટેસને ખુશી થઈ.

કાઉન્ટે પૂછ્યું: "એની નિશાનબાજી કેવી હતી?"

મેં જવાબ આપ્યો: "સાંભળો, નામદાર. ક્યારેક તેની નજર દીવાલ ઉપર બેસતી માખી ઉપર પડતી—આપ હસી રહ્યાં છો, કાઉન્ટેસ, પણ હું સોગન ખાઈને કહું છું કે મારી વાત સાચી છે. વારુ, માખીની ઉપર નજર પડતાં તે ઘાંટો પાડીને બોલી ઊઠતો: 'કુઝકા, મારી પિસ્તોલ!' કુઝકા ભરેલી પિસ્તોલ લાવીને તેને આપતો અને ધડાકો થતાં માખી દીવાલ ઉપર ચગદાઈ જતી."

કાઉન્ટ વિસ્મિત થઈને બોલી ઊઠયો: "અદ્ભુત! તેનું નામ શું હતું?"

"સિલ્વિયો, નામદાર."

કાઉન્ટ એકદમ ઊછળી પડતાં બોલી ઊઠયો: "સિલ્વિયો? તમે સિલ્વિયોને ઓળખતા હતા?"

"બેશક, નામદાર, સિલ્વિયો અને હું પાકા દોસ્ત હતા. અમારી રેજિમેન્ટમાં તેને રેજિમેન્ટના જ એક માણસ જેવો આવકાર મળતો. પરંતુ પાંચ વરસથી મને

તેને વિશે એક શબ્દ પણ સાંભળવા મળ્યો નથી. આપ નામદાર પણ તેને ઓળખતા હતા, ખરું?"

"હા, ઓળખતો હતો, બહુ સારી રીતે ઓળખતો હતો. તેણે તમને પોતાની જિંદગીની એક અદ્ભુત ઘટના વિશે ક્યારેય વાત ન કરેલી?"

"એક વાર નૃત્યસમારંભમાં કોઈ જુવાન ડંફાસિયાએ તેને મોં પર તમાચો ચોડી દીધો હતો એ પ્રસંગ પ્રત્યે આપ નામદાર નિર્દેશ કરી રહ્યા છો?"

"એ જુવાન ડંફાસિયાનું નામ તેણે ક્યારેય તમને ન જણાવેલું?"

"ના, નામદાર, ક્યારેય નહિ..." મેં કહ્યું. પણ એ જ વખતે મને એકાએક ખ્યાલ આવી ગયો અને હું બોલી ઊઠયો: "ઓહ! નામદાર, મને માફ કરો! મને મુદ્દલ ખ્યાલ નહોતો... આપ જ હતા કે?.."

કાઉન્ટના ચહેરા ઉપર ઊંડી વેદના દેખાઈ આવી અને તેણે કહ્યું: "હા, હું જ હતો. અને ગોળીબારનાં કાણાં ધરાવતું આ ચિત્ર અમારી છેલ્લી મુલાકાતની યાદગીરી છે..."

કાઉન્ટેસ બોલી: "ઓહ! પ્યારા, એ વાત કરશો નહિ, હું તમને આજીજી કરું છું. તમે તો જાણો છો કે એ વાત નીકળતાં હું ગભરાઈ જાઉં છું..."

પણ કાઉન્ટે જવાબ આપ્યો: "ના, હું વાત જણાવીશ, આખો કિસ્સો વર્ણવી બતાવીશ. આમને ખબર છે કે તેમના દોસ્તનું મેં કેવું અપમાન કરેલું. સિલ્વિયોએ વેર કેવી રીતે વાળ્યું એ પણ તેઓ સાંભળી લે." કાઉન્ટે મારે માટે એક આરામખુરશી નજીક ખેંચી અને અત્યંત ઉત્તેજક કુતૂહલથી મેં નીચેનું બયાન સાંભળ્યું:

"પાંચ વર્ષ પહેલાં મેં લગ્ન કર્યું. લગ્નજીવનનો પહેલો મહિનો મેં અહીંયાં આ ગામમાં ગાળ્યો. મારી જિંદગીની વધારેમાં વધારે સુખી પળો મેં આ ઘરમાં માણી છે અને મારી જિંદગીની વધારેમાં વધારે ગમગીન યાદ પણ આ ઘરમાં સમાયેલી છે.

"એક દિવસ અમે બન્ને ઘોડેસવારી કરવા ગયાં. મારી પત્નીનો ઘોડો વીફર્યો. તેને બીક લાગી અને ઘોડાની લગામ મારા હાથમાં આપીને તે પગપાળી ઘર તરફ ચાલવા લાગી. હું ઘોડા ઉપર બેસીને આગળ ચાલ્યો. મેં મારા ઘરના આંગણામાં એક સફરગાડી ઊભેલી જોઈ. મને જણાવવામાં આવ્યું કે એક માણસ મારી વાટ

જાતો અભ્યાસખંડમાં બેઠો છે, તેણે પોતાનું નામ આપવાનો ઈનકાર કરીને ફક્ત એટલું જ કહ્યું છે કે કાઉન્ટની જોડે કામ છે. હું ખંડમાં ગયો અને આછા ઉજાસમાં મેં જોયું કે બરાબર અહીંયાં તાપણાની જગ્યા પાસે એક માણસ ઊભો હતો. તેનું શરીર ધૂળથી છવાયેલું હતું અને તેને દાઢી ચડેલી હતી. માણસ કોણ હશે એ યાદ કરવાની કોશિશ કરતો હું તેની પાસે ગયો. તેણે કંપતા અવાજે પૂછ્યું: 'મને ઓળખ્યો નહિ, કાઉન્ટ?' હું બોલી ઊઠયો: 'સિલ્વિયો!' અને મારે કબૂલ કરવું જોઈએ કે મારાં રુવાંટાં ખડાં થઈ ગયાં. તેણે કહ્યું: 'બરાબર. હવે ગોળી છોડવાનો વારો મારો છે! હું પિસ્તોલનો બાર કરવા આવ્યો છું. તૈયાર છો?' તેના આગળના ખીસામાંથી પિસ્તોલ બહાર નીકળી આવતી દેખાતી હતી. મેં બાર પગલાંનું અંતર માપ્યું અને હું પણે ખૂણામાં જઈને ઊભો રહ્યો. મેં તેને ઉતાવળ કરવાની અને મારી પત્ની આવી પહોંચે તે પહેલાં ગોળીબાર કરી લેવાની આજીજી કરી. તેણે વાર લગાડી અને દીવાની માગણી કરી. મીણબત્તીઓ આણવામાં આવી. મેં બારણાં બંધ કરી દીધાં અને કોઈને અંદર ન આવવા દેવાનું ફરમાન કર્યું. પછી મેં ફરી વાર તેને ગોળીબાર કરી લેવા કહ્યું. તેણે પિસ્તોલ ખેંચી કાઢી અને નિશાન તાક્યું... હું સેકંડો ગણવા લાગ્યો... મારા મનમાં પત્નીના ખ્યાલો આવ્યા... ભયંકર ઉદ્વેગની એક આખી મિનિટ પસાર થઈ ગઈ. સિલ્વિયોનો હાથ નીચે નમી ગયો. તેણે કહ્યું: 'મને અફસોસ છે કે મારી પિસ્તોલમાં ચેરીફળના ઠળિયા નથી ભરેલા. ગોળીઓ બહુ વજનદાર હોય છે. મારાથી એવી લાગણી અનુભવ્યા વગર રહેવાતું નથી કે હું જાણે દ્વંદ્વયુદ્ધ નથી લડી રહ્યો પણ ખૂન કરી રહ્યો છું. બિનહથિયાર આદમીની ઉપર નિશાન તાકવાની મને ટેવ જ નથી. આપણે ફરી વાર પહેલેથી જ શરૂ કરીએ અને પહેલા ગોળીબાર માટે ચિઠ્ઠી કાઢીએ.' મને ચક્કર આવી ગયાં... મને યાદ છે ત્યાં સુધી હું કબૂલ નહોતો થયો... આખરે અમે એક બીજી પિસ્તોલ ભરી અને ચિઠ્ઠીઓ તૈયાર કરી. એક વાર ગોળીથી વીંધાઈ ગયેલી ટોપીમાં તેણે ચિઠ્ઠીઓ નાખી. નસીબે ફરી વાર મને યારી આપી. તેણે કહ્યું: 'તમારું નસીબ તો ખુદ શયતાનના નસીબ જેવું ઊજળું છે!' એ વખતે તેના હોઠ ઉપર રમતું સ્મિત હું કદી નહિ ભૂલું. મને તો સમજાતું જ નથી કે મને શું થઈ ગયું અને મેં તેને કેવી રીતે મારે હાથે એમ કરાવવા દીધું... પણ મેં ગોળી છોડી અને આ ચિત્રને વીંધી નાખ્યું." (કાઉન્ટે ગોળીબારનાં નિશાન ધરાવતા ચિત્ર તરફ આંગળી ચીંધી. તેના

ગાલ લાલ ચણોઠી જેવા થઈ ગયા, કાઉન્ટેસનો ચહેરો તેણે ઓઢેલી શાલ કરતાં પણ ધોળો પડી ગયો. હું આશ્ચર્યોદ્‌ગાર રોકી શક્યો નહિ.)

કાઉન્ટે વાત આગળ ચલાવી: "મેં ગોળી છોડી, અને ઈશ્વરનો આભાર કે હું નિશાન ચૂકી ગયો. પછી સિલ્વિયો... એ ઘડીએ તેનો દેખાવ ભયંકર હતો... મારી ઉપર નિશાન તાકવા લાગ્યો. અચાનક બારણું ઊઘડયું અને માશા ચીસો પાડતી દોડતી અંદર ધસી આવીને મારા ખભા ઉપર ઢળી પડી. તેને જોતાં મારી માનસિક સ્વસ્થતા પાછી આવી ગઈ. મેં તેને કહ્યું: 'પ્યારી, તું સમજી નહિ કે અમે તો મજાક કરી રહ્યા છીએ! જા, જઈને થોડુંક પાણી પી લે અને પછી અહીં આવ. હું તને મારા પુરાણા દોસ્ત અને સાથીનો પરિચય કરાવવા ઈચ્છું છું.' પણ માશાને મારા શબ્દોમાં વિશ્વાસ ન બેઠો. બિહામણા સિલ્વિયો તરફ ફરીને તેણે પૂછ્યું: 'કહો તો, મારા પતિની વાત શું સાચી છે? તમે બન્ને શું ખરેખર મજાક કરી રહ્યા છો?' સિલ્વિયોએ જવાબ આપ્યો: 'તમારા પતિ હંમેશાં મજાક કરતા રહે છે, કાઉન્ટેસ. એક વાર તેમણે મશ્કરીમાં જ મારા મોં ઉપર તમાચો ચોડી દીધેલો. પછી મશ્કરીમાં જ તેમણે મારી ટોપીને ગોળીથી વીંધી નાખેલી. અને હમણાં મજાકમાં ને મજાકમાં એ પોતાનું નિશાન ચૂકી ગયા. હવે મને મશ્કરી કરવાનું મન થાય છે...' એ શબ્દો કહીને તેણે મારી ઉપર નિશાન તાકતો હોય એવો દેખાવ કર્યો — મારી પત્નીની હાજરીમાં! માશા તેના પગમાં ઢળી પડી. હું ભયંકર આવેશમાં આવી જઈને ગરજી ઊઠયો: 'માશા, શરમ રાખ અને ઊભી થઈ જા!' હું સિલ્વિયોને ઉદ્દેશીને બોલ્યો: 'અને મહાશય, આ કમનસીબ ઓરતની ઠેકડી ઉડાડવાનું તમે બંધ કરો. ગોળી છોડવાનો તમારો ઈરાદો છે કે નહિ?' સિલ્વિયોએ જવાબ આપ્યો: 'ના, નથી. મને સંતોષકારક બદલો મળી ચૂક્યો છે. મેં તમને ચિંતાતુર અને વ્યાકુળ જોઈ લીધા છે. મેં તમારા હાથે મારી ઉપર ગોળીબાર કરાવ્યો છે. બસ, મારે માટે એટલું પૂરતું છે. હું તમને યાદ રહી જઈશ. તમને હું તમારા અંતરાત્માના હાથમાં છોડી દઉં છું.' એટલું કહીને તે જવા માટે ફર્યો, પણ બારણામાં થંભી જઈને તેણે મારા ગોળીબારથી વીંધાઈ ગયેલા ચિત્ર તરફ નજર કરી અને લગભગ નિશાન તાક્યા વગર જ ગોળી છોડીને તે અદૃશ્ય થઈ ગયો. મારી પત્ની મૂર્છિત થઈ ગઈ. મારા નોકરચાકરોમાં સિલ્વિયોને રોકવાની હિંમત નહોતી. એ સૌ તો ડોળા ફાડીને તેને જોતા જ રહ્યા. તેણે બહાર પરસાળમાં કદમ

માંડીને પોતાના ગાડીવાનને બોલાવ્યો અને શું બની ગયું છે તેનું મને ભાન થાય તે પહેલાં તો તે રવાના થઈ ગયો."

કાઉન્ટ આગળ કશું ન બોલ્યો. જે કહાણીના આરંભે મારા મન ઉપર જોરદાર અસર પાડી હતી તેનો અંત મને એવી રીતે જાણવા મળ્યો. તેના નાયક જોડે ફરી ક્યારેય મારી મુલાકાત ન થઈ. સાંભળવા મળ્યું છે કે અલેક્સાન્દર ઈપ્સીલાન્તી[5] વિદ્રોહમાં સિલ્વિયોએ એક ટુકડીની સરદારી કરેલી અને સ્કુલ્યાનીની લડાઈમાં તે ખપી ગયો.



ઊંચીનીચી ધરતી પરે અશ્વો જાણે ઊડતા જાય,
ધસતી ખરીઓ તળે ધવલ હિમ ચંપાય...
ત્યાં તો નિર્જનતામાં ઊભેલું
એકલવાયું એક પ્રભુમંદિર દેખાય.

. . . . . . . . . . . . . . . . . .

અણધાર્યો હિમઝંઝાવાત કરે અદૃશ્ય બધું,
વરસે નિરંકુશ હિમ, કણો ઘૂમરી ખાય,
પાંખોના સુસવાટા કરતો કહાણીનો કોઈ કાગ
નીચે ધસતો દોડતી હિમગાડી પરે તોળાય.
કાગના ચિત્કારમાં અમંગળ સંકેત ભાવિનો વરતાય!
ઊડતા અશ્વો નજર તીણી કરીને
અફાટ ગમગીની ભેદવા મથે,
ભય પામતાં કેશવાળી ખડી લહેરાય.

**જુકોવ્સ્કી**[6]

આપણા ઈતિહાસના કદી ન ભુલાય એવા વખતે ૧૮૧૧ના અંતમાં નેનારાદોવો જાગીરમાં ગાવ્રીલા ગાવ્રીલોવિચ ર... નામે એક માનનીય ગૃહસ્થ રહેતો હતો. તેની મહેમાનગીરી અને ભલમનસાઈને કારણે તે આખા જિલ્લામાં જાણીતો હતો. પાડોશીઓ ખાવા, પીવા, અને તેની પત્ની જોડે પાંચ કોપેકના દાવની પત્તાંની રમત

રમવા નિરંતર તેને ત્યાં આવતા રહેતા. કેટલાક લોકો તેની પુત્રી મારિયા ગાવ્રીલોવ્નાને જોવાની ઉત્કંઠા લઈને આવતા. મારિયા ગાવ્રીલોવ્ના નિસ્તેજ ચહેરો અને પાતળી કાયા ધરાવતી સત્તર વરસની કુમારિકા હતી. તેની ગણના ધનવાન્ કન્યા તરીકે થતી અને કેટલાક પુરુષો પોતાને માટે તો કેટલાક પોતાના પુત્રો માટે તેનો હાથ મેળવવાની ઉમેદ ધરાવતા હતા.

મારિયા ગાવ્રીલોવ્ના ફ્રેંચ નવલકથાઓનું પોષણ મેળવીને ઊછરી હતી અને તેના પરિણામે પ્રેમમાં પડેલી હતી. તેણે પોતાનું દિલ નીચી કક્ષાના એક લશ્કરી અફસરને કુરબાન કરી દીધું હતું. એ માણસ પોતાના વંશપરંપરાગત ગામમાં રજા ગાળવા આવ્યો હતો. એ વાતનો ઉલ્લેખ કરવાની જરૂર નથી કે યુવાન અફસરના દિલમાં પણ પ્રેમની એવી જ જ્વાલા જલી રહી હતી અને બન્નેના પરસ્પર આકર્ષણની જાણ થતાં તેની પ્રાણપ્યારીનાં માતાપિતાએ પોતાની પુત્રીને તેનો વિચાર મનમાં લાવવાની પણ મનાઈ ફરમાવી દીધી હતી. મારિયા ગાવ્રીલોવ્નાનાં માતાપિતા તેને એવો ઠંડો આવકાર આપતાં કે તે જાણે કોઈ નિવૃત્ત મુનસફ હોય.

આપણાં પ્રેમપંખીડાં પરસ્પર પ્રેમપત્રો લખતાં અને દેવદારની ઝાડીના અથવા પ્રાચીન દેવળના એકાંતમાં દરરોજ પ્રેમમિલન કરતાં. ત્યાં તેઓ અનંત પ્રેમની પ્રતિજ્ઞાઓ લેતાં, પોતાની દુ:ખી હાલત વિશે વિલાપ કરતાં, અને ભાતભાતની યોજનાઓ ઘડતાં. એવા પત્રવ્યવહાર અને સંવાદોના પરિણામે તેઓ (સ્વાભાવિક રીતે જ) નીચે મુજબના નિષ્કર્ષ પર પહોંચ્યાં: આપણે એકબીજા વગર જીવી શકીએ એમ નથી અને નિષ્ઠુર માતાપિતા આપણા સુખના માર્ગમાં અંતરાય ખડો કરે છે તો પછી તેમની મંજૂરી વગર જ કેમ ન ચલાવી લેવું? સહેલાઈથી ધારણા કરી શકાશે કે એવો સુખદ વિચાર પહેલાં યુવાન પુરુષના મનમાં આવ્યો અને એ વિચારે મારિયા ગાવ્રીલોવ્નાના રોમાન્ટિક મનમાં ભારે ખુશી પેદા કરી.

શિયાળો આવ્યો અને તેમનાં મિલનો બંધ થઈ ગયાં. પરંતુ એથી તેમના પ્રેમપત્રોમાં અધિક ભાવાવેશ રેડાયો. વ્લાદીમિર નિકોલાયેવિચ દરેક પત્રમાં પોતાની પ્રાણપ્યારીને આજીજી કરતો કે તું મારી બની જા, છાની રીતે મારી જોડે લગ્ન કરી લે, આપણે થોડો વખત ગુપ્ત જીવન ગાળીશું અને પછી જઈને તારાં માતાપિતાના પગમાં નમી પડીશું. પ્રેમીઓની બહાદુરીભરી વફાદારી અને યાતના જોઈને

માતાપિતાનાં દિલોમાં કરુણા પેદા થયા વગર નહિ જ રહે અને તેઓ ચોક્કસ પ્રેમપૂર્વક આપણને ભેટી પડશે.

મારિયા ગાવ્રીલોવ્નાને નિર્ણય લેવામાં બહુ વાર લાગી. ભાગી જવાની અસંખ્ય યોજનાઓનો અસ્વીકાર કરવામાં આવ્યો. આખરે તેણે મંજૂરી આપી. તેની દાસીને રહસ્ય જણાવી દેવામાં આવ્યું અને એમ નક્કી થયું કે મારિયા ગાવ્રીલોવ્નાએ નિયત દિવસે માથું દુખવાનું બહાનું કરીને રાતના ભોજનમાં ગેરહાજર રહેવું અને પોતાના શયનખંડમાં ભરાઈ જવું. પછી બન્ને તરુણીઓએ પાછલે બારણેથી બગીચામાં જવું. બહાર એક હિમગાડી વાટ જોઈને ઊભી હશે. તેમાં બેસીને બન્ને તરુણીઓએ નેનારાદોવોથી ઝાદ્રિનો ગામ સુધીનું લગભગ ત્રણ માઈલનું અંતર કાપીને બારોબાર દેવળમાં પહોંચી જવું. ત્યાં વ્લાદીમિર તેમની વાટ જોશે.

નિર્ણાયક દિવસની આગલી આખી રાત મારિયા ગાવ્રીલોવ્નાને નીંદર ન આવી. તેણે કબાટમાંથી ચાદરો અને કપડાં પસંદ કરીને પોટલી બાંધી લીધી. પછી તેણે પોતાની અમુક લાગણીપ્રધાન તરુણ સાહેલીને એક લાંબો પત્ર લખ્યો અને પોતાનાં માતાપિતાને પત્ર લખ્યો. એ પત્રમાં તેણે અત્યંત હૃદયસ્પર્શી શબ્દોમાં તેમની વિદાય લીધી અને પ્રેમાવેશની પારાવાર તાકાતને પોતાના કદમનું કારણ ગણાવ્યું. અંતમાં તેણે એવું નિવેદન કર્યું કે જે ઘડીએ મને મારાં પ્યારાં માતાપિતાનાં ચરણોમાં ઢળી પડવાની પરવાનગી મળશે એ ઘડીને હું મારી જિંદગીની સૌથી સુખદ ઘડી ગણીશ. બન્ને પત્રોને બંધ કરીને તેણે કવર ઉપર તુલા સીલ — ઉપયુક્ત સૂક્તિની ઉપર બે જવાલામય હૃદય — લગાવ્યું અને પરોઢ થવાને જરાક જ વાર હતી ત્યારે તે પલંગમાં પડી. આછી નીંદરમાં ભયંકર સપનાં આવતાં તે થોડી થોડી મિનિટે જાગી જતી. એક વાર તેને એવું સપનું આવ્યું કે દેવળે જવા માટે પોતે હિમગાડીમાં બેસવા જાય છે એ જ ઘડીએ પિતા તેને અટકાવે છે અને પીડાકારી વેગે હિમ ઉપરથી ઢસડી જઈને અંધારઘેરા અતલ ભોંયરામાં ફગાવી દે છે... તેની કાયા ઝપાટાબંધ નીચે ધસતી જાય છે અને તેનું હૃદય લગભગ બંધ પડી જાય છે. એક બીજા સપનામાં તેણે વ્લાદીમિરને નિસ્તેજ અને લોહી નીગળતો ઘાસમાં પડેલો જોયો. મરતાં મરતાં તે હૃદયભેદક સ્વરોમાં લગ્નની ઉતાવળ કરવાની આજીજી કરી રહ્યો છે... બિહામણાં અને ઢંગધડા વગરનાં દૃશ્યો એક પછી એક તેની નજર સામે પસાર થયાં. આખરે તે ઊઠી ત્યારે નિત્ય કરતાં વધારે નિસ્તેજ હતી અને

તેનું માથું સાચેસાચ દુખતું હતું. તેની અસ્વસ્થતા તેના પિતા અને તેની માતાના ધ્યાનમાં આવી ગઈ. તેમણે હેતાળ ચિંતા વ્યક્ત કરી અને અવિરત સવાલો પૂછ્યા: "તને શું થયું છે, માશા? તબિયત ખરાબ છે, માશા?" એવી કાળજી અને એવા સવાલોએ તેના હૈયાને ચોટ લગાવી. તેણે માતાપિતાની ફિકર દૂર કરવાના અને આનંદી દેખાવાના પ્રયાસો કર્યા પરંતુ તેમાં સફળતા ન મળી. સાંજનો સમય થયો. પોતાના પરિવારના ખોળામાં આ પોતાનો આખરી દિવસ છે એ ખ્યાલે તેના દિલમાં દુ:ખ ઉત્પન્ન થયું. તે શ્વાસ પણ માંડ માંડ લઈ શકતી હતી. પોતાને પરિચિત સૌ વ્યક્તિઓની અને સઘળી વસ્તુઓની તેણે મનમાં ને મનમાં વિદાય લીધી. રાતનું ભોજન પીરસવામાં આવ્યું. તેનું દિલ અત્યંત જોરથી ધડકવા લાગ્યું. તેણે કંપતા અવાજે જણાવ્યું કે મારે જમવું નથી. પછી તેણે માતાપિતાને રાતની વિદાયના શબ્દો કહ્યા. તેમણે નિત્યની જેમ તેને બચીઓ ભરી અને આશીર્વાદ આપ્યા. એ વખતે તે લગભગ રડી પડી. પોતાના શયનખંડમાં પહોંચતાં જ તે આરામખુરશીમાં ફસકાઈ પડી અને તેની આંખોમાંથી આંસુના ધોધ છૂટયા. તેની દાસીએ તેને શાંત થવા અને પાછી આનંદી બનવા વીનવી. બધું તૈયાર હતું. અરધા કલાકની અંદર માશાને પોતાના માતાપિતાના ઘરની, પોતાના ખંડની, અને પોતાના પ્રશાંત કૌમાર્ય જીવનની સદાને માટે વિદાય લેવાની હતી... બહાર હિમઝંઝાવાત ગરજી રહ્યો હતો. પવન સુસવાટા કરી રહ્યો હતો અને બારીઓ કંપી ઊઠીને ખડખડ કરી રહી હતી. બધું તેને તોળાતા ભય જેવું કે શોકમય અપશુકન જેવું લાગતું હતું. થોડી વારમાં આખું ઘર નિદ્રાવશ થઈ ગયું. માશાએ ખભા ફરતી શાલ વીંટાળી, ઉપર ગરમ કોટ પહેરી લીધો, આભૂષણનો દાબડો હાથમાં લીધો, અને પછી તે પાછલે બારણેથી ઘરની બહાર નીકળી ગઈ. દાસી બે પોટલી લઈને તેની પાછળ ચાલી. બન્ને તરુણીઓ બગીચામાં પહોંચી. હિમઝંઝાવાત ધીમો નહોતો પડયો. પવન જાણે પાપના પંથે વળેલી તરુણીને રોકવા મથતો હોય એમ તેમના ચહેરા ઉપર ઝપાટા લગાવતો હતો. તરુણીઓ માંડ માંડ બગીચાના છેડા સુધી પહોંચી. રસ્તા ઉપર હિમગાડી તેમની વાટ જોઈને ઊભી હતી. ટાઢમાં ઠરી ગયેલા ઘોડા મહામુશ્કેલીએ ખડા રહી શકતા હતા. વ્લાદીમિરનો ગાડીવાન પાણીદાર ઘોડાઓને કાબૂમાં રાખવાની કોશિશ કરતો ગાડીના ધોરિયા પાસે આંટા મારી રહ્યો હતો. તરુણ મહિલા તથા તેની દાસીને ગાડીમાં બેસવામાં અને પોટલીઓ

તેમ જ દાબડો ગાડીમાં ગોઠવવામાં તેણે મદદ કરી. પછી તેણે લગામ હાથમાં લીધી અને ઘોડા ખુશીથી ફાળ ભરતા દોડવા લાગ્યા. આપણી નાયિકાને તેના ભાગ્યના તથા ગાડીવાન તેરેશ્કાની કાબેલિયતના હાથમાં છોડીને આપણે હવે આપણા તરુણ પ્રેમીની હાલત જોઈએ.

વ્લાદીમિર ગાડી લઈને આખો દિવસ એક પછી બીજી જગ્યાએ ભમતો રહ્યો. સવારે તે ઝાદ્રિનોના પાદરીને મળ્યો અને તેને લગ્નનું કામ પતાવી આપવાની વિનંતિ કરી. તેમાં થોડીક મુશ્કેલી ઊભી થઈ પણ આખરે પાદરી માની ગયો. પછી તે પાડોશી જમીનદારોમાંથી સાક્ષીઓની તલાશ કરવા નીકળ્યો. સૌથી પહેલાં તે ચાળીસ વરસના નિવૃત્ત હયદળ અફસર દ્રાવિનને મળ્યો. દ્રાવિને તરત જ અનુમતિ આપી અને કહ્યું કે તમારો કિસ્સો મને પહેલાંના જમાનાની અને હુસાર અફસરોની મસ્તીખોરીની યાદ અપાવે છે. તેણે વ્લાદીમિરને ભોજન માટે રોકાઈ જવાનો આગ્રહ કર્યો અને જણાવ્યું કે બીજા બે સાક્ષીઓ ગોતી કાઢવામાં જરાય મુશ્કેલી નહિ પડે. અને ખરેખર ભોજન પછી તરત જ જમીનનો સરવેયર શ્મીત આવી પહોંચ્યો. શ્મીતને મૂછો હતી અને તેણે ઘોડેસવારીનો લેબાસ પહેર્યો હતો. તેની જોડે ડિસ્ટ્રિક્ટ પોલીસ અફસરનો લગભગ સોળેક ઉનાળા વટાવી ગયેલો દીકરો હતો. એ જુવાન તાજેતરમાં જ ઉલાન રેજિમેન્ટમાં જોડાયો હતો. એ બન્ને જણે વ્લાદીમિરની દરખાસ્ત મંજૂર કરી લીધી એટલું જ નહિ પરંતુ વ્લાદીમિરને ખાતર પોતાની જિંદગી કુરબાન કરી દેવાની તત્પરતા પણ બતાવી. વ્લાદીમિર તેમને ઉમળકાથી ભેટી પડયો અને પછી તૈયારીઓ કરવા ઘેર ગયો.

સાંજ ક્યારની પડી ગઈ હતી. તેણે પોતાના વફાદાર ગાડીવાન તેરેશ્કાને પૂરતી સૂચનાઓ આપીને તેની જોડે પોતાની ત્રોઈકા (ત્રણ ઘોડાની ગાડી) નેનારાદોવો રવાના કરી દીધી. પછી એક ઘોડાની નાનકડી હિમગાડી પોતાને માટે તૈયાર કરાવીને પોતે ઝાદ્રિનો જવા નીકળી પડયો. મારિયા ગાવ્રીલોવ્ના બે કલાકમાં ઝાદ્રિનો પહોંચવાની હતી. રસ્તો તેને જાણીતો હતો અને ત્યાં પહોંચવામાં તેને વીસ મિનિટથી વધારે વખત લાગે એમ નહોતો.

પરંતુ વ્લાદીમિર ગામ પાછળ મૂકીને ખુલ્લા વિસ્તારમાં પહોંચ્યો એટલામાં તો પવન જોરથી ફૂંકાવા લાગ્યો અને હિમઝંઝાવાત એટલો બધો વધી ગયો કે નજર સામે કશું દેખાય જ નહિ. રસ્તો એક મિનિટમાં હિમથી છવાઈ ગયો અને

આસપાસની બધી વસ્તુઓ ઘેરા અને પીળાશ પડતા હિમધુમ્મસમાં અદૃશ્ય થઈ ગઈ. હિમધુમ્મસની વચ્ચે સફેદ હિમકણોના વંટોળિયા ઘૂમરી ખાઈ રહ્યા હતા. આસમાન અને જમીન એક થઈ ગયાં. વ્લાદીમિર કોઈ મેદાનના મધ્યમાં પહોંચી ગયો અને પાછા રસ્તા ઉપર જવાની તેની બધી કોશિશો વ્યર્થ ગઈ. ઘોડો મન ફાવે તેમ ચાલતો હતો, ક્યારેક તે હિમાનીઓ જોડે અથડાઈ પડતો અને ક્યારેક ખાડામાં ધસી પડતો. હિમગાડી વારંવાર આડી થઈ જઈને એક બાજુ ગબડી પડતી હતી. વ્લાદીમિરે પોતાની સમગ્ર જહેમત રસ્તો ન ભૂલી જવાની કોશિશોમાં કેંદ્રિત કરી. પરંતુ તેની ધારણા પ્રમાણે અરધા કલાક જેટલા વખત પછી પણ તે ઝાદ્રિનોની ઝાડીએ ન પહોંચ્યો. વળી પાછી દસેક મિનિટ વીતી ગઈ પણ ઝાડી ક્યાંય નજરે પડી નહિ. આડાંઊભાં ઊંડાં નાળાંથી છવાયેલા ખુલ્લા વિસ્તારમાં વ્લાદીમિરની ગાડી ભટકતી રહી. હિમઝંઝાવાતનું જોર જરાય ઓછું ન થયું. આકાશ હજુ પણ વાદળોથી ઊભરાઈ રહ્યું હતું. ઘોડાના થાકની નિશાનીઓ વરતાવા લાગી અને વ્લાદીમિર વારંવાર કમ્મર સુધી હિમમાં ખૂંપી જતો હોવા છતાં તેના શરીરમાંથી પરસેવાના રેલા ચાલવા લાગ્યા.

આખરે તેને ભાન થયું કે પોતે ખોટી દિશામાં સફર કરી રહ્યો છે. તેણે લગામ ખેંચીને ઘોડો ઊભો રાખ્યો અને વિચારમાં પડી જઈને તે યાદ કરવા તથા ગણતરી કરવા લાગ્યો. અંતે તે એવા નતીજા પર આવ્યો કે પોતાને જમણી તરફ વળી જવું જોઈતું હતું. એટલે તેણે ગાડી જમણી તરફ વાળી. તેનો ઘોડો માંડ માંડ ચાલી શકતો હતો. સફરમાં એક કલાકથી વધારે વખત વીતી ચૂક્યો હતો. તેને થયું કે હવે ઝાદ્રિનો ગામ બહુ દૂર નહિ હોય. તે ગાડી આગળ ને આગળ ચલાવતો ગયો પરંતુ મેદાનનો છેડો આવ્યો જ નહિ—જ્યાં નજર પડે ત્યાં હિમાનીઓ અને નાળાં સિવાય બીજું કશું જ દેખાતું નહોતું. ગાડી વારંવાર આડી થઈને ગબડી પડતી હતી અને વ્લાદીમિરને તે ફરી ફરીને સરખી કરવી પડતી હતી. વખત વીતતો ગયો. વ્લાદીમિરના મનમાં ભારે ફિકર ઊભરાઈ.

આખરે એક તરફ કાળા ધાબા જેવું કંઈક નજરે પડ્યું. વ્લાદીમિરે ઘોડાને એ તરફ વાળ્યો. પાસે જતાં તેને એક ઝાડી દેખાઈ. મનમાં ઈશ્વરનો આભાર માનતાં તેણે ધારી લીધું કે હવે હું લગભગ પહોંચવા આવ્યો છું. તેણે ગાડીને ઝાડીની પાસે પાસે ચલાવી. તેને આશા બંધાઈ કે હમણાં જ હું જાણીતા રસ્તા ઉપર પહોંચી

જઈશ અથવા ઝાડી ફરતે આગળ જઈશ તો બીજી તરફ ઝાદ્રિનો ગામમાં પહોંચી જઈશ. તેને રસ્તો થોડી વારમાં જ મળી ગયો અને વૃક્ષોની ગમગીની હેઠળ ગાડી ચલાવતો તે આગળ વધ્યો. શિયાળામાં વૃક્ષોની ડાળીઓ પાંદડાં વગરની સાવ ખાલી હતી. ત્યાં પવન ફૂંકાઈ શકે એમ નહોતો. રસ્તો સરળ હતો. ઘોડામાં નવું જોમ આવ્યું અને વ્લાદીમિર પાછો સ્વસ્થ થઈ ગયો.

તેની ગાડી આગળ ને આગળ ચાલતી ગઈ પણ ઝાદ્રિનો ક્યાંય દેખાયું નહિ. ઝાડીનો છેડો આવતો નહોતો. પોતે અજાણ્યા વનમાં પહોંચી ગયો છે એ વાતનું ભાન થતાં વ્લાદીમિરના દિલમાં ધ્રાસકો પડયો. હતાશામાં ગરકાવ થઈ જઈને તેણે ઘોડાને ચાબુક ફટકાર્યો. બીચારું મૂંગું જનાવર દડબડ દોડવા લાગ્યું પરંતુ થોડીક જ વારમાં થાકી ગયું અને પંદર મિનિટની અંદર પાછું એક એક ડગલું ભરતું ચાલવા લાગ્યું. ઘોડાને વેગથી દોડાવવાના દુ:ખી વ્લાદીમિરના બધા પ્રયાસો વ્યર્થ ગયા.

વન ધીરે ધીરે પાંખું પડતું ગયું અને આખરે વ્લાદીમિર વનમાંથી બહાર નીકળ્યો. ઝાદ્રિનો દેખાયું નહિ. તેને લાગ્યું કે મધરાત થઈ ગઈ હશે. તેના બન્ને ગાલ ઉપર આંસુની ધારાઓ વહેવા લાગી. તેણે ગાડી આડેધડ ચલાવ્યે રાખી. ઝંઝાવાતનું જોર ઓછું થઈ ગયું, વાદળો વિખેરાઈ ગયાં, અને તેને નજર સામે હિમની સફેદ લહેરદાર જાજમથી છવાયેલું સપાટ મેદાન દેખાયું. રાત સારી પેઠે ઊજળી હતી. થોડાક અંતરે તેને એક ગામ દેખાયું. ગામ રહેઠાણોના ઝૂમખા જેવું દેખાતું હતું. વ્લાદીમિર ગાડી ચલાવતો ત્યાં પહોંચ્યો. પહેલા જ ઝૂંપડા સામે તે હિમગાડીમાંથી ઠેકડો મારીને નીચે ઊતર્યો. તે દોડતો બારી પાસે ગયો અને બારી ખખડાવવા લાગ્યો. થોડી વારમાં લાકડાની બારી ખૂલી અને એક વૃદ્ધ આદમીએ પોતાની સફેદ દાઢી બહાર કાઢી.

"શું કામ છે?"

"ઝાદ્રિનો અહીંથી દૂર છે?"

"શું, ઝાદ્રિનો આઘું છે એમ પૂછો છો?"

"હા, ઝાદ્રિનો દૂર છે કે?"

"ના, બહુ આઘું નથી, લગભગ સાત માઈલ."

જવાબ સાંભળતાં જ વ્લાદીમિરે હતાશામાં પોતાના વાળ ખેંચ્યા અને પછી

જાણે પોતે પોતાના મોતની સજા હમણાં જ સાંભળી હોય એમ તે તદ્દન જડવત્ ઊભો રહી ગયો.

વૃદ્ધ માણસે સવાલ પૂછ્યો: "ક્યાંથી આવો છો?"

વ્લાદીમિરમાં સવાલોના જવાબ આપવાની શક્તિ રહી નહોતી.

તેણે પૂછ્યું: "કાકા, ઝાદ્રિનો પહોંચવા માટે ઘોડાનો બંદોબસ્ત કરી શકો એમ છો?"

ખેડૂત જવાબમાં બોલ્યો: "અમારી કને ઘોડા હોય તો ને!"

"તો પછી મને રસ્તો બતાવવા કોઈને મોકલી શકો ખરા? હું તેને જે માગશે તે આપીશ."

બારી બંધ કરતાં વૃદ્ધ આદમીએ કહ્યું: "જરા થોભો, મારા દીકરાને મોકલું છું. એ તમને રસ્તો બતાવશે."

વ્લાદીમિર વાટ જોઈને ઊભો રહ્યો. ભાગ્યે જ એક મિનિટ થઈ હશે ત્યાં તેણે પાછી બારી ખખડાવી. બારી ઊઘડી અને ફરી વાર દાઢી દેખાઈ.

"વળી શું છે?"

"તમારો દીકરો ક્યાં છે?"

"હમણાં આવે છે. જોડા પહેરે છે. ઠરી ગયા હો તો અંદર આવીને જરાક ગરમાવો કરી લો."

"ના, આભાર. તમારા દીકરાને કહો કે જલદી કરે."

બારણું કિચૂડ કિચૂડ બોલ્યું અને એક જુવાન હાથમાં લાકડી લઈને બહાર આવ્યો. જુવાન આગળ ચાલ્યો. તે ઘડીક રસ્તો બતાવતો અને ઘડીક ઊભો રહી જઈને હિમના મોટા ઢગલાઓથી ઢંકાઈ ગયેલા રસ્તાને ગોતી કાઢવાની કોશિશ કરતો.

વ્લાદીમિરે તેને પૂછ્યું: "કેટલા વાગ્યા હશે?"

જુવાને જવાબ આપતાં કહ્યું: "અરે, થોડી વારમાં ઉજાસ થઈ જશે."

ત્યાર પછી વ્લાદીમિર એક પણ શબ્દ બોલ્યો જ નહિ.

બન્ને જણ ઝાદ્રિનો પહોંચ્યા ત્યારે કૂકડા કૂકડેકૂક કરી રહ્યા હતા અને પરોઢનો ઉજાસ પથરાઈ ગયો હતો. દેવળ બંધ હતું. વ્લાદીમિરે ભોમિયાને મહેનતાણું ચૂકવી દીધું અને પછી તે પાદરીને ઘેર ગયો. પાદરીના આંગણામાં ત્રોઈકા ઊભી નહોતી. અને વ્લાદીમિરના નસીબમાં કેવા સમાચાર હતા!

પરંતુ હવે આપણે પાછા નેનારાદોવોનાં માનનીય માલિકો પાસે જઈએ અને જોઈએ કે ત્યાં શું ચાલી રહ્યું છે.

કશું જ નહિ!

મોટેરાં સવારે ઊઠીને દીવાનખંડમાં ગયાં. ગાવ્રીલા ગાવ્રીલોવિચને માથે રાતટોપી હતી અને તેણે ફલૅનલનું જાકીટ પહેર્યું હતું. પ્રાસ્કોવ્યા પેત્રોવ્નાએ રૂ ભરેલો જામો પહેર્યો હતો. નોકર ચા માટે સમોવાર મૂકી ગયો અને ગાવ્રીલા ગાવ્રીલોવિચે એક દાસીને પુત્રીના ખંડમાં ખબર કાઢવા મોકલી કે મારિયા ગાવ્રીલોવ્નાની તબિયત કેમ છે અને તેને રાતે નીંદર કેવી આવેલી. દાસી ખબર કાઢીને પાછી આવી અને તેણે જણાવ્યું કે બહેનને રાતે નીંદર સારી નહોતી આવી પણ હવે તબિયત બહેતર છે અને થોડી વારમાં દીવાનખંડમાં આવશે. એ જ ઘડીએ બારણું ઊઘડયું અને મારિયા ગાવ્રીલોવ્નાએ અંદર આવીને માતાપિતાનું અભિવાદન કર્યું.

ગાવ્રીલા ગાવ્રીલોવિચે દીકરીને પૂછ્યું: "માશા, તારું માથું હવે કેમ છે?"

માશાએ જવાબ આપ્યો: "સુધારો છે, બાપુ."

પ્રાસ્કોવ્યા પેત્રોવ્ના બોલી: "સગડીના કારણે માથું દુખવા આવ્યું હશે, માશા."

માશાએ જવાબમાં કહ્યું: "કદાચ એ જ કારણ હશે, મા."

દિવસ કોઈ ખાસ ઘટના વગર વીતી ગયો. પરંતુ રાતે માશા માંદી પડી. નજીકના શહેરમાંથી ડૉકટર બોલાવવામાં આવ્યો. ડૉકટર તે જ દિવસે સાંજે પહોંચ્યો ત્યારે રોગીને સનેપાત ઊપડયો હતો. ત્યાર પછી સખત તાવ ચડયો અને દુ:ખમાં ડૂબેલી બાળા બે અઠવાડિયાં સુધી જિંદગી અને મોત વચ્ચે ઝોલા ખાતી પડી રહી.

ભાગી જવાના ઈરાદાની ઘરમાં કોઈને ખબર ન પડી. આગલી રાતે લખવામાં આવેલા પત્રો બાળી નાખવામાં આવ્યા હતા. માશાની દાસીએ માલિકના કોપની બીકે કોઈને એક શબ્દ પણ ન કહ્યો. પાદરી, નિવૃત્ત હયદળ અફસર, મૂછોવાળો સરવેયર, અને તરુણ ઉલાન અફસરે પોતપોતાના કારણે મૌન સેવ્યું. ગાડીવાન તેરેશ્કાએ કેફની હાલતમાંયે પોતાના હોઠેથી એક પણ નકામો શબ્દ સરી ન જવા દીધો. એ રીતે લગભગ અરધો ડઝન કાવતરાખોરોનું રહસ્ય જળવાઈ રહ્યું પણ અવિરત સનેપાતની હાલતમાં મારિયા ગાવ્રીલોવ્નાએ પોતે જ પોતાનું રહસ્ય ખુલ્લું પાડી દીધું. પરંતુ તેના શબ્દો ખૂબ અસ્પષ્ટ બોલાયેલા હતા એટલે સતત તેની પથારી પાસે બેઠી રહેતી તેની માને ફક્ત એટલું જ સમજાયું કે પોતાની પુત્રી

વ્લાદીમિર નિકોલાયેવિચથી અત્યંત મોહિત થઈ ગઈ છે અને તેની માંદગીનું કારણ કદાચ એ પ્રેમ જ છે. તેણે પોતાના પતિ જોડે તેમ જ થોડાક પાડોશીઓ જોડે સલાહમસલત કરી. આખરે સૌનો મત એવો પડયો કે વિધાતાએ મારિયા ગાવ્રીલોવ્નાનું નસીબ જ એવું ઘડયું હશે, ભાગ્યના લેખથી કોઈ છટકી શકે નહિ, ગરીબી કંઈ ગુનો નથી, માણસને જિંદગી દ્રવ્યની થેલીઓ જોડે નહિ પણ ઇન્સાન જોડે ગાળવાની હોય છે, ઇત્યાદિ. પોતાનાં કૃત્યો માટે ઉચિત આધાર ન મેળવી શકાય ત્યારે પ્રચલિત નેક માન્યતાઓ અત્યંત સહાયક બની જાય છે.

દરમિયાનમાં તરુણીની તબિયત ધીરે ધીરે સુધરતી ગઈ. વ્લાદીમિર ઘણા વખતથી ગાવ્રીલા ગાવ્રીલોવિચને ઘેર નહોતો આવ્યો. તેને હંમેશાં મળતા ઠંડા આવકારે તેને નાસીપાસ કરી નાખ્યો હતો. હવે તેને તેડું મોકલવામાં આવ્યું અને તેની અણધારી ખુશનસીબીના—લગ્નની મંજૂરીના—સમાચાર પહોંચાડવામાં આવ્યા. પરંતુ પોતાના આમંત્રણના જવાબમાં યુવક તરફથી અધઘેલો પત્ર મળતાં નેનારાદોવોનાં માલિકો વિસ્મયમાં ગરકાવ થઈ ગયાં. યુવકે તેમને ખાતરી આપી કે તમારા ઘરનો ઉંબરો હું કદી નહિ ઓળંગું. તેણે વિનંતિ કરી કે જેની આખરી આશા કેવળ મોતમાં જ સમાયેલી છે એવા દુ:ખી ઇન્સાનને ભૂલી જજો. થોડા દિવસો પછી જાણવા મળ્યું કે વ્લાદીમિર પાછો લશ્કરમાં ચાલ્યો ગયો છે. આ ઘટના ૧૮૧૨માં બનેલી.

ધીરે ધીરે તંદુરસ્ત બનતી જતી માશાને એ ખબર સંભળાવવાની હિંમત કોઈ કરે તે પહેલાં ઘણો વખત વીતી ગયો. તેણે પોતે વ્લાદીમિરનો ઉલ્લેખ કદી ન કર્યો. થોડાક મહિના બાદ બોરોદિનોની લડાઈમાં ભયંકર જખમી થઈ ગયેલા અને બહાદુરી બદલ ઇલકાબ પામેલા શૂરવીરોની યાદીમાં વ્લાદીમિરનું નામ જોઈને મારિયા ગાવ્રીલોવ્નાને મૂર્છા આવી ગઈ અને સૌને બીક લાગી કે વળી પાછો કદાચ તાવ ચડશે. પરંતુ ઈશ્વરની કૃપાએ મૂર્છાનાં કશાં અનિષ્ટ પરિણામ ન આવ્યાં.

થોડા વખતમાં તે નવા શોકનો ભોગ બની—તેના પિતા પરલોક ગમન કરી ગયા અને પોતાની આખી જાગીર તેને વારસામાં આપતા ગયા. પરંતુ વારસો મળવાથી તેના દિલને સાંત્વન ન મળ્યું. બીચારી પ્રાસ્કોવ્યા પેત્રોવ્નાની વ્યથામાં તે ખરા દિલથી સહભાગી બની અને તેનાથી કદી અળગી ન પડવાનું તેણે પ્રણ લીધું. કરુણ સ્મરણોથી ભરેલું નેનારાદોવો છોડીને માદીકરી બન્ને ...ની ગામની પોતાની જાગીરે રહેવા ચાલ્યાં ગયાં.

ત્યાં પણ લાવણ્યવતી અને દોલતમંદ કુમારિકાના હાથના અનેક ઉમેદવારો તેની આસપાસ આટાંફેરા કર્યા કરતા પરંતુ તેણે કોઈને પણ જરા સરખુંયે પ્રોત્સાહન ક્યારેય ન આપ્યું. તેની મા પુત્રીને જીવનસાથી પસંદ કરી લેવાનું સમજાવવાની કોશિશ ક્યારેક ક્યારેક કરતી પરંતુ મારિયા ગાવ્રીલોવ્ના માથું હલાવીને ના પાડી દેતી અને ઉદાસ ભાવે વિચારમાં ડૂબી જતી. વ્લાદીમિર જીવિત નહોતો, ફ્રેંચ લશ્કરના મોસ્કોમાં પ્રવેશની પૂર્વવેળાએ તે ત્યાં મૃત્યુ પામ્યો હતો. માશા માટે તેની યાદ પવિત્ર હતી અને તેની યાદ અપાવે એવી બધી વસ્તુઓ તેણે જતનથી જાળવી રાખી હતી—વ્લાદીમિરે એક જમાનામાં વાંચેલાં પુસ્તકો, તેનાં રેખાચિત્રો, તેણે માશા માટે ઉતારી આપેલ સંગીત અને કાવ્યની રચનાઓ. પાડોશીઓને એ વિશે ખબર પડતાં તેમણે માશાની આવી વફાદારીથી આશ્ચર્ય અનુભવ્યું અને એ પુનિત નારીની શોકમય વફાદારીની ઉપર આખરે વિજય મેળવવાનું ભાગ્ય ધરાવતા વીર નાયકની તેઓ કુતૂહલપૂર્વક વાટ જોવા લાગ્યા.

દરમિયાનમાં યુદ્ધનો વિજયી અંત આવ્યો અને આપણી રેજિમેન્ટો પરદેશોમાંથી પાછી આવી. લોકો તેમનું સ્વાગત કરવા ઘરોમાંથી બહાર દોડી જતા. સંગીતમંડળીઓ દુશ્મન પાસેથી કબજે કરી લેવામાં આવેલાં ગીતો બજાવતી. લડાઈમાં જતી વખતે છોકરડા જેવા દેખાતા અફસરો રણમેદાનના અનુભવથી પાકા ઘડાઈને ઈલકાબના ચંદ્રકો લટકાવતા પાછા ફર્યા. સિપાહીઓ મોજમાં એકબીજા જોડે ગપ્પાં લગાવતા અને તેમની વાતોમાં ફ્રેંચ તથા જર્મન શબ્દોનાં છાંટણાં વરતાતાં. અવિસ્મરણીય દિવસો! ગૌરવ અને ઉત્સાહના દિવસો! વતન શબ્દ સાંભળતાં રશિયન દિલ કેટલા જોરથી ધડકવા લાગતું! પુનર્મિલનનાં આંસુ કેવાં મધુર હતાં! રાષ્ટ્રીય ગૌરવની અને ઝાર પ્રત્યેના પ્રેમની લાગણીઓનો આપણે કેવો સર્વવ્યાપી સમન્વય સાધ્યો! અને તેને માટે એ કેવી અદ્‌ભુત પળ હતી!

અંગનાઓ, રશિયાની અંગનાઓ, એ દિવસોમાં અપ્રતિમ હતી. તેમની નિત્યની સંકોચશીલતા તેમને તજીને ચાલી ગઈ હતી. વિજેતાઓને મળતાં જ્યારે

**ગરજ્યું નારીવૃંદ: સાબાશ!**

**ઊડયાં ચૂંદડીદુપટ્ટા, હવામાં લહેરાય![7]**

ત્યારે ઉત્સાહ ખરેખર માદક હતો.

પોતાના ઉત્તમ અને સૌથી મોંઘેરા લહાવા માટે પોતે કોઈ ને કોઈ રશિયન નારીનો ઋણી છે એવી કબૂલાત કર્યા વગર એ જમાનાનો કયો અફસર રહી શકે છે?..

આંજી નાખતા એ સમય દરમિયાન મારિયા ગાવ્રીલોવ્ના પોતાની મા જોડે ...ગુબેર્નિયામાં રહેતી હતી એટલે લશ્કરોના પ્રત્યાગમનની ઊજવણી બે પાટનગરોએ કેવી રીતે કરી તે જોવાનો અવસર તેને ન મળ્યો. પરંતુ એમ કહી શકાય કે સર્વસામાન્ય ઉત્સાહ જિલ્લા અને ગામોમાં પાટનગરો કરતાંયે અધિક હતો. એવાં સ્થળોમાં કોઈ અફસરનું આગમન વિજયકૂચ જેવું બની રહેતું અને ફ્રોક-કોટથી સજ્જિત પ્રેમીની હાલત મુશ્કેલ બની જતી.

અમે ઉલ્લેખ કરી ચૂક્યા છીએ કે મારિયા ગાવ્રીલોવ્નાના ઉદાસીન વલણ છતાં તે પહેલાંની જેમ જ ઉમેદવારોથી ઘેરાયેલી રહેતી. પરંતુ તેના ગઢમાં બુર્મીન નામે એક જખમી હુસાર કર્નલનું આગમન થયું ત્યારે બાકીના સૌને પીછેહઠ કરવી પડી. તેના કોટ ઉપર સેંટ જ્યોર્જનો ચંદ્રક લટકતો હતો અને સ્થાનિક તરુણીઓના શબ્દોમાં તેના ચહેરામાં રુચિકર ફીકાશ હતી. તે લગભગ છવ્વીસ વરસનો હતો અને રજા ઉપર ઊતરીને પોતાની જાગીરે આવ્યો હતો. તેની જાગીર મારિયા ગાવ્રીલોવ્નાની જાગીરની નજીક જ હતી. મારિયા ગાવ્રીલોવ્ના તેને ખૂબ પસંદગી આપતી. તેની હાજરીમાં મારિયા ગાવ્રીલોવ્ના પોતાની નિત્યની ગમગીની તજી દઈને થોડીક રંગમાં આવી જતી. બુર્મીન જોડેના તેના વર્તનમાં નખરાંબાજીનો તો અણસારો સરખોયે નહોતો પરંતુ કોઈ કવિએ તેને નીરખીને આવા શબ્દો ઉચ્ચાર્યા હોત:

**આ ન હોય પ્યાર તો કેવો હશે એ?..**

બુર્મીન બેશક અત્યંત ચિત્તાકર્ષક યુવક હતો. તે બરાબર સ્ત્રીઓને ગમી જાય એવો આદમી હતો—મનોહર, વિનયી, મુદ્દલ ડોળદંભ વગરનો, અને સહજ ટીખળવૃત્તિની આછી છાયા ધરાવતો. મારિયા ગાવ્રીલોવ્નાની મોજૂદગીમાં તે સાદગી અને આઝાદીના ભાવ ધારણ કરતો પરંતુ મારિયા ગાવ્રીલોવ્ના કંઈ પણ કહે કે કરે ત્યારે બુર્મીનના ખ્યાલો અને તેની નજરના કેંદ્રમાં અચૂક રીતે મારિયા ગાવ્રીલોવ્ના જ રહેતી. તે ખૂબ શાંત અને વિવેકી દેખાતો પણ એવી અફવા ફેલાયેલી હતી કે એક જમાનામાં તેણે વિલાસી જિંદગી ભોગવી હતી. પરંતુ મારિયા

ગાવ્રીલોવ્નાની નજરમાં (મોટા ભાગની તરુણીઓની જેમ) એ કંઈ દૂષણની બાબત નહોતી. નીડરતા અને ભાવાવેશ જાહેર કરતાં અટકચાળાં તે ખુશીથી માફ કરી દેતી.

પરંતુ જુવાનીથી તરવરતા હુસાર અફસરના સંબંધમાં તેના બીજા કોઈ લક્ષણ કરતાં—તેનું નમ્ર વર્તન, તેની મનપસંદ વાતચીત, તેની રુચિકર ફીકાશ, અને તેના પાટો બાંધેલા હાથ કરતાં—તેની સંકોચશીલતાએ મારિયા ગાવ્રીલોવ્નાના મનમાં વધારે કુતૂહલ પેદા કર્યું અને તેના દિલમાં વધારે આકર્ષણ જગાવ્યું. તે એવું ભાન અનુભવ્યા વગર રહી શકી નહિ કે યુવાન અફસરની ઉપર પોતે ભારે પ્રભાવ પાડયો છે. અને બુદ્ધિપ્રભા તથા અનુભવ ધરાવતા બુર્મીને નિ:શંક નીરખી જ લીધું હોય કે મારિયા ગાવ્રીલોવ્ના તેના પ્રત્યે ઉદાસીનતા નથી જ ધરાવતી—તો પછી મારિયા ગાવ્રીલોવ્નાએ તેને પોતાના પગમાં પડી જતો હજુ સુધી કેમ નહિ જોયો હોય અને તેના પ્રેમનો એકરાર કેમ નહિ સાંભળ્યો હોય? તેને કઈ બાબત રોકી રાખતી હશે? ખરા પ્રેમથી અળગી ન થઈ શકતી શરમ? અભિમાન? કે પછી અનુભવી નારીપ્રિય પુરુષની લુચ્ચાઈ? મારિયા ગાવ્રીલોવ્ના માટે બુર્મીન કોયડા સમાન હતો. ખૂબ વિચાર કર્યા પછી તેણે ફેંસલો કર્યો કે તેની સંકોચશીલતાનું એકમાત્ર કારણ શરમ છે. તેણે બુર્મીનને અધિક ધ્યાનાકર્ષક કૃપાપ્રસાદીઓ વડે અને પ્રસંગ સાંપડે તો મૃદુ ભાવ દાખવીને પણ પ્રોત્સાહિત કરવાનો નિર્ધાર કર્યો. તેણે એક તદ્દન અણધાર્યો લાગે એવો સંજોગ વિચારી કાઢયો અને પછી તે અધીરાઈથી રોમાન્ટિક એકરારની પળની વાટ જોવા લાગી. કોઈ પણ જાતનું રહસ્ય નારીહૃદયમાં હંમેશાં અધીરાઈ ઉત્પન્ન કરતું હોય છે. આખરે તેના લશ્કરી વ્યૂહોને કંઈ નહિ તો એટલે અંશે સફળતા સાંપડી જ કે બુર્મીન કલ્પનાવિહારમાં ડૂબી જવા લાગ્યો. તેની કાળી આંખો ઉત્કટતાથી મારિયા ગાવ્રીલોવ્નાના વદન ઉપર જડાઈ જવા લાગી, અને નિર્ણાયક ઘડી આવી પહોંચી હોય એમ લાગ્યું. પાડોશીઓ તો ક્યારના લગ્નપ્રસંગનો ઉલ્લેખ નક્કી થઈ ગયેલી બાબત તરીકે જ કરતા હતા અને ભલી મા પ્રાસ્કોવ્યા પેત્રોવ્ના એ જોઈને ઉલ્લાસ અનુભવવા લાગી કે પોતાની પુત્રીને આખરે લાયક મુરતિયો મળી ગયો છે.

એક દિવસ વૃદ્ધ બાઈ પોતાના દીવાનખંડમાં બેઠી બેઠી પત્તાંની રમત રમી રહી હતી એટલામાં બુર્મીન અંદર આવ્યો અને તેણે મારિયા ગાવ્રીલોવ્નાને મળવાની ઇચ્છા જાહેર કરી. વૃદ્ધાએ જવાબ આપ્યો: “બગીચામાં ગઈ છે. તમે ત્યાં જઈને

તેને મળો, હું તમારા બેઉની વાટ જોતી અહીં બેઠી છું." બુર્મીન બગીચામાં ગયો અને "કદાચ આજે ફેંસલો થઈ જશે" એમ વિચારતાં વૃદ્ધાએ ઈશ્વરનું સ્મરણ કર્યું.

બુર્મીને મારિયા ગાવ્રીલોવ્નાને બગીચામાં તળાવને કાંઠે ઝાડ હેઠળ બેઠેલી જોઈ. તેના હાથમાં પુસ્તક હતું અને તેણે સફેદ વસ્ત્રો પરિધાન કરેલાં હતાં. તે બરાબર નવલકથાની નાયિકા જેવી દેખાતી હતી. નિત્યના ખબરઅંતર પુછાઈ ગયા પછી મારિયા ગાવ્રીલોવ્નાએ જાણી જોઈને વાતચીત આગળ ન ચલાવી અને એ રીતે પરસ્પર એવી મૂંઝવણ ઉત્પન્ન કરી કે જેને અણધાર્યા અને અફર એકરાર વડે જ દૂર કરી શકાય. પરિણામે આમ બન્યું: પોતાની કફોડી હાલત વિશે સભાન બુર્મીને તેને જણાવ્યું કે તમારી સમક્ષ મારું દિલ ખોલવાના અવસરની હું લાંબા વખતથી વાટ જોઈ રહ્યો છું અને મારી વાત એક પળ સાંભળી લેવાની તમને વિનંતિ કરું છું. મારિયા ગાવ્રીલોવ્નાએ પુસ્તક બંધ કર્યું અને મંજૂરીની નિશાની રૂપે પોતાનાં પોપચાં નીચે ઢાળી દીધાં.

બુર્મીને કહ્યું: "હું તમને ચાહું છું, હું તમને ખરા દિલથી ચાહું છું." (મારિયા ગાવ્રીલોવ્નાના ગાલ ઉપર શરમના શેરડા પડયા અને તેણે પોતાનું માથું વધારે નીચે નમાવી દીધું.) હું વિવેકબુદ્ધિ તજીને આહ્લાદક ટેવનો, દરરોજ તમને મળવાની અને સાંભળવાની ટેવનો, ભોગ બની ગયો..." (મારિયા ગાવ્રીલોવ્નાને સેંટ પ્રિયોનો* પ્રથમ પત્ર યાદ આવી ગયો.) "મારા ભાગ્યનો પ્રતીકાર કરવાની ઘડી મારે મોટે વીતી ગઈ છે. તમારી યાદ અને તમારી મધુર તથા અનન્ય મૂર્તિ આજથી મારી આખી જિંદગી દરમિયાન મને વેદનાના ડંખ અને ખુશીના ઉછાળા આપ્યા કરશે. પરંતુ મારે હજુ એક પીડાકારી ફરજ બજાવવાની બાકી છે, એક એવું ભયંકર રહસ્ય મારે તમારી સમક્ષ જાહેર કરવાનું છે કે જે આપણ બેઉની વચ્ચે અભેદ્ય દીવાલ ખડી કરી દેશે..." મારિયા ગાવ્રીલોવ્ના અધીરતાના ભાવે વચ્ચે બોલી ઊઠી: "એ અવરોધ સદા કાયમ હતો... હું તમને કદી ન પરણી શકી હોત..." તેણે મૃદુતાથી જવાબ આપ્યો: "મને ખબર છે, હું જાણું છું કે એક જમાનામાં તમને બીજા પુરુષ પ્રત્યે પ્યાર હતો. પરંતુ મોત, અને પછી

---

*સેંટ પ્રિયો રુસોની એક નવલકથાના નાયકનું નામ છે.

દુઃખનાં ત્રણ વર્ષ... વહાલાં ભલાં મારિયા ગાવ્રીલોવ્ના, મારા દિલના એકમાત્ર આશ્વાસનથી મને વંચિત કરવાની કોશિશ ન કરો! મારી જિંદગીમાં સુખનો પ્રકાશ રેલાવી દેવા તમે તૈયાર થઈ ગયાં હોત એ ખ્યાલ... બોલશો નહિ, હું આજીજી કરું છું, બોલશો નહિ! તમે મને પીડો છો. હું જાણું છું, મારું દિલ જાણે છે, કે તમે જરૂર મારાં બની ગયાં હોત પણ—હું કમનસીબ આદમી છું—હું પરણેલો છું!"

મારિયા ગાવ્રીલોવ્નાએ વિસ્મયભરી નજરે તેની તરફ જોયું.

બુર્મીન આગળ બોલ્યો: "હું પરણેલો છું, હું ચાર ચાર વરસથી પરણેલો છું, પણ મારી પત્ની કોણ છે, ક્યાં છે, અને તેને કદી મળવાનું મારા ભાગ્યમાં લખેલું છે કે નહિ, તેની મને ખબર નથી."

"અરે!" મારિયા ગાવ્રીલોવ્ના બોલી ઊઠી. "કેવી અજબ વાત! બોલતા જાઓ, મારી વાત હું પછી કહીશ... પણ તમારી વાત તમે આગળ ચલાવો, હું આજીજી કરું છું!"

બુર્મીન કહેવા લાગ્યો: "૧૮૧૨ના આરંભમાં હું ઉતાવળથી વિલ્ના જઈ રહ્યો હતો. અમારી રેજિમેન્ટનો મુકામ ત્યાં હતો. એક દિવસે મોડી સાંજે એક પોસ્ટિંગ સ્ટેશને પહોંચીને મેં તત્કાળ નવા ઘોડા જોડવાનો હુકમ આપ્યો. એટલામાં અચાનક જ હિમનું ભયંકર તોફાન શરૂ થઈ ગયું. સ્ટેશન સંભાળનાર માણસે અને ગાડીવાનોએ મને તોફાન શમી જાય ત્યાં સુધી વાટ જોવાની સલાહ આપી. મેં તેમની સલાહ માની લીધી પરંતુ મારા મનમાં કોઈ વિચિત્ર પ્રકારની ઉત્સુકતા છલકાઈ ઊઠી. જાણે કશુંક મને ઉત્તેજી રહ્યું હોય એવી લાગણી મેં અનુભવી. તોફાનનું જોર જરાય ઓછું ન થયું. મારી ધીરજ ખૂટી ગઈ. મેં વળી પાછો ઘોડા જોડવાનો હુકમ આપ્યો અને તોફાનનો સામનો કરતો હું રવાના થઈ ગયો. ગાડીવાનને નદીને કાંઠે કાંઠે જવાનું સૂઝ્યું. એ માર્ગે સફર લગભગ બે માઈલ જેટલી ટૂંકી થઈ જતી હતી. નદીના કાંઠા હિમથી છવાયેલા હતા. અમારે જે ઠેકાણેથી પાછો રસ્તો પકડી લેવાનો હતો એ જગ્યા ગાડીવાન ચૂકી ગયો. અમે અજાણ્યા વિસ્તારમાં પહોંચી ગયા. તોફાન શમવાની કોઈ નિશાનીઓ જણાતી નહોતી. મને દૂરથી અજવાળું નજરે પડતાં મેં ગાડીવાનને એ તરફ જવા કહ્યું. અમે એક ગામમાં જઈ પહોંચ્યા. લાકડાના દેવળમાં અજવાળું પથરાયેલું હતું. દરવાજો ખુલ્લો હતો અને વાડની અંદર કેટલીય હિમગાડીઓ ઊભી હતી. પરસાળમાં

માણસો આંટા મારી રહ્યા હતા. અચાનક કેટલાય અવાજો બોલી ઊઠયા: 'આ તરફ! આ તરફ!' મેં ગાડીવાનને દેવળ તરફ જવા કહ્યું. કોઈએ મને કહ્યું: 'આટલી બધી વાર કેમ થઈ? કન્યા બેહોશ થઈ ગઈ છે. પાદરીને સમજાતું નથી કે શું કરવું. અમે તો હમણાં જ પાછા ઘેર જવા નીકળી પડવાના હતા. જલદી અંદર આવો!' હું એક શબ્દ પણ બોલ્યા વગર ઠેકડો મારીને ગાડીમાંથી નીચે ઊતર્યો અને દેવળમાં ગયો. દેવળમાં થોડીક મીણબત્તીઓનો ઝાંખો પ્રકાશ ફેલાયેલો હતો. એક તરફ અંધારા ખૂણામાં એક તરુણી બાંકડા ઉપર બેઠી હતી અને બીજી લમણે હાથ દઈને ઊભી હતી. એ બીજી તરુણી બોલી ઊઠી: 'ઈશ્વરનો પાડ! તમે બરાબર વખતસર આવ્યા છો. મારાં જુવાન બાઈસાહેબને તમે લગભગ મારી નાખ્યાં.' એક ઘરડા પાદરીએ મારી પાસે આવીને પૂછ્યું: 'શરૂ કરીશું?' મેં અન્યમના ભાવે જવાબ આપ્યો: 'કરો, ફાધર, શરૂ કરો.' કન્યાને મદદ કરીને ઊભી રાખવામાં આવી. મને તે ખાસી રૂપાળી લાગી... સમજાવી ન શકાય એવી અક્ષમ્ય ચંચળતા... હું વેદી સમક્ષ તેની બાજુમાં ઊભો રહ્યો. પાદરીને ઉતાવળ હતી. ત્રણ પુરુષો અને એક દાસી કન્યાને મદદ કરવામાં મશગૂલ હતાં અને બીજા કોઈ ઉપર તેમણે ધ્યાન આપ્યું જ નહિ. અમને પતિપત્ની બનાવી દેવામાં આવ્યાં. અમને કહેવામાં આવ્યું: 'ચૂમી ભરો!' મારી પત્નીએ પોતાનો ફિક્કો ચહેરો મારી તરફ ફેરવ્યો. હું ચૂમી ભરવા જતો હતો એટલામાં તે ચીસ પાડી ઊઠી: 'અરે, આ તો એ નથી! આ તો એ નથી!' એટલું કહેતાં તે બેભાન થઈને ઢળી પડી. સાક્ષીઓએ મારી ઉપર ચકાસણીની નજર નાખી. હું ફર્યો અને કશી રોકટોક વગર દેવળમાંથી બહાર નીકળી ગયો. બહાર નીકળીને હું ધસતો મારી ગાડીમાં ચડી ગયો અને મેં ઘાંટો પાડીને ગાડીવાનને હુકમ આપ્યો: 'ચલાવ!'"

"અરે ભગવાન!" મારિયા ગાવ્રીલોવ્ના બોલી ઊઠી. "અને તમને ખબર પણ નથી કે તમારી કમનસીબ પત્નીનું શું થયું?"

બુર્મીને જવાબ આપ્યો: "ના, જ્યાં મારું લગ્ન થયું હતું એ ગામનું નામ હું નથી જાણતો. જ્યાંથી હું નીકળ્યો હતો એ પોસ્ટિંગ સ્ટેશન મને યાદ નથી. મારી નિંદાપાત્ર ગમ્મતને એ વખતે મેં એટલું ઓછું મહત્ત્વ આપેલું કે દેવળમાંથી નીકળ્યા પછી હું ગાડીમાં ઊંઘી ગયો અને બીજે દિવસે સવારે ત્રીજા પોસ્ટિંગ સ્ટેશને ઊઠયો. મારી ભેગો જે નોકર હતો એ લડાઈ દરમિયાન માર્યો ગયો. જેની મેં

આવી ક્રૂર ઠેકડી ઉડાડેલી અને જેની ઠેકડીની આવી આકરી સજા હું હવે ભોગવી રહ્યો છું એ વ્યક્તિને શોધી કાઢવાની કોઈ આશા હવે મને નથી રહી."

"ભલા ભગવાન!" મારિયા ગાવ્રીલોવ્ના બોલી ઊઠી અને બુર્મીનની બાંય પકડી લેતાં તેણે કહ્યું: "તો એ તમે હતા! અને તમે મને ઓળખી પણ નહિ!"

બુર્મીનના ચહેરા ઉપરથી નૂર ઊડી ગયું... તે એકદમ મારિયા ગાવ્રીલોવ્નાના પગમાં પડી ગયો.



અમને કફનોને સર્વત્ર દેખાય જે
નથી શું એ ધવલ કેશ
અવસ્થાને આંબતા વિશ્વ કેરા?

**દેર્ઝાવિન**[8]

કફનદફનના બંદોબસ્તનો ધંધો કરતા અદ્રિયાન પ્રોખોરોવની ઘરવખરીની આખરી ચીજો જનાજાગાડીમાં લદાઈ ગઈ અને બે દૂબળા ઘોડા ચોથી વાર બાસ્માન્નાયા માર્ગ ઉપરથી નિકીત્સ્કાયા માર્ગ ઉપર જવા માટે ટાંટિયા ઘસતા રવાના થયા. અદ્રિયાન પ્રોખોરોવે પોતાના કામકાજ અને રહેઠાણની જગ્યા સમૂળગી બદલાવી નાખીને નિકીત્સ્કાયા માર્ગ ઉપર લીધી હતી. તેણે દુકાન બંધ કરીને તાળું

માર્યું અને પછી બારણે ખીલીઓ વડે પાટિયું લગાવ્યું. પાટિયામાં એવી જાહેરાત હતી કે મકાન ભાડે આપવાનું અથવા વેચવાનું છે. બધું પતાવીને તે પોતાની નવી જગ્યાએ જવા પગપાળો નીકળી પડયો. જે મકાનમાં વસવાની ખાએશ તેના મનમાં લાંબા વખત સુધી ઘોળાતી રહી હતી અને જેને તેણે સારી એવી રકમ આપીને આખરે ખરીદી લીધું હતું એ મકાનની પીળી દીવાલોની નજીક પહોંચતાં ઘરડા અદ્રિયાન પ્રોખોરોવને વિસ્મય સહિત ભાન થયું કે પોતાના દિલમાં ખુશીના ભાવ નથી ઊઠતા. નવા રહેઠાણમાં બધો સરસામાન હજુ અવ્યવસ્થિત પડયો હતો. અજાણ્યા ઉંબરાની અંદર કદમ માંડતાં તેણે પોતાના જૂના ખખળી ગયેલા ઝૂંપડાને યાદ કરીને નિસાસો નાખ્યો. જૂના ઘરમાં અઢાર વરસના રહેવાસ દરમિયાન હંમેશાં પાકી વ્યવસ્થાનો અમલ રહ્યો હતો. પોતાની બે પુત્રીઓ અને નોકરડીને કામની ઢીલાશ બદલ ટોંકીને તે મદદ કરવા લાગ્યો. બધું ઝડપથી ઠીકઠાક ગોઠવાઈ ગયું. દેવમૂર્તિ આડો પડદો, કબાટ, ટેબલ, સોફા, પલંગ, વગેરે પાછળના ખંડમાં જુદા જુદા ખૂણાઓમાં ગોઠવવામાં આવ્યું. ઘરના માલિકની મિલકત — અનેકવિધ રંગ અને માપની કફનપેટીઓ અને શોકનાં માથાબંધણાં, જામા, તથા મશાલોથી ભરેલાં કબાટ — રસોડામાં અને દીવાનખાનામાં ખડકી દેવામાં આવી. દરવાજે પાટિયું લટકાવી દેવામાં આવ્યું. પાટિયામાં હૃષ્ટપુષ્ટ કામદેવનું ચિત્ર દોરેલું હતું. કામદેવના હાથમાં ઊંધી પકડેલી મશાલ હતી. ચિત્રની ઉપર આવા શબ્દો અંકિત હતા: “અહીંયાં સાદી અને રંગીન કફનપેટીઓ વેચવામાં આવે છે, કફનપેટીઓને મઢવા-શણગારવાનું કામ થાય છે, કફનપેટીઓ ભાડે પણ આપવામાં આવે છે, અને જૂની કફનપેટીઓની મરામત કરવામાં આવે છે.” તેની પુત્રીઓ પોતાના ખંડમાં ચાલી ગઈ અને નવી જગ્યામાં બધું જોઈ તપાસી લીધા પછી અદ્રિયાન બારી પાસે બેઠો અને તેણે સમોવાર ગરમ કરવાનો હુકમ આપ્યો.

સુજાણ વાચક જાણતો જ હોય કે શેક્સપિયર અને સર વૉલ્ટર સ્કૉટ બન્નેએ કબર ખોદનારાઓને ખુશમિજાજ અને ટીખળી બતાવ્યા છે જેથી વિરોધદર્શી તુલનાના પ્રભાવ વડે આપણાં મન ઉપર વધારે જોરદાર છાપ પાડી શકાય. પરંતુ સત્ય પ્રત્યે અમારી આદરની ભાવના અમને તેમના દાખલાનું અનુસરણ કરતાં અટકાવે છે, અને અમને કબૂલ કરવાની ફરજ પડે છે કે આપણા કફનવેપારીનો સ્વભાવ તેના સોગિયા ધંધાને તદ્દન અનુરૂપ હતો. અદ્રિયાન પ્રોખોરોવ ગંભીર

અને ગમગીન આદમી હતો. પોતાની ચુપકીદીનો ભંગ તે જૂજ પ્રસંગોએ જ કરતો. પુત્રીઓને નકામી બારી પાસે ઊભી રહીને રાહદારીઓ ઉપર નજર ફેરવતી પોતે જોઈ લે ત્યારે તેમને ઠપકો આપવા માટે અથવા પોતાના હાથની કારીગરીની ચીજોની જરૂરત અનુભવતા કમનસીબ (અથવા પરિસ્થિતિ અનુસાર ખુશનસીબ) ઇન્સાનો પાસેથી આકરી ગેરવાજબી કિંમતની માગણી કરવા માટે જ તે પોતાનું મોં ખોલતો. એટલે અદ્રિયાન બારી પાસે બેસીને ચાનો સાતમો કપ પીતો પીતો રોજની જેમ ગમગીન વિચારોમાં ડૂબી ગયો. નિવૃત્ત બ્રિગેડિયરનો જનાજો ગયે અઠવાડિયે જકાતચોકી પસાર કરી રહ્યો હતો ત્યારે જનાજાને ધોધમાર વરસાદે આપેલી સલામી તેને યાદ આવી. પરિણામે તેના ઘણા જામા ચડી ગયા હતા અને ઘણી હેટની કિનારીઓ વાંકી વળી ગઈ હતી. જનાજાના પોશાકનો તેનો જરીપુરાણો સ્ટૉક કંગાલ હાલતમાં હતો અને તેને લાગ્યું કે થોડા વખતમાં સારી પેઠે ખરચો કરવો જ પડશે. નુકસાનનું સાટું ઘરડી ત્ર્યુખિનાના જનાજામાંથી વાળી લેવાની તેને ઉમેદ હતી. ત્ર્યુખિના વેપારીની વિધવા હતી અને આખા વરસથી કબરની કિનારને વળગીને પડી હતી. પણ ત્ર્યુખિના તો રાઝગુલ્યાઈમાં મરવાની હતી અને પ્રોખોરોવને બીક હતી કે તેના વારસદારોએ પોતાને વચન આપ્યું હોવા છતાં તેઓ એટલે દૂરથી પોતાને બોલાવવાની તકલીફ નહિ જ લે અને નજીકમાં નજીક જે ઠેકેદાર મળે તેની જોડે નક્કી કરી નાખશે.

મુખ્ય બારણે દોસ્તીભાવના ત્રણ ટકોરા પડતાં તેના વિચારોમાં ભંગ પડયો. પ્રોખોરોવે ઘાંટો પાડયો: "કોણ છે?" બારણું ઊઘડયું અને જર્મન કારીગર તરીકે એકદમ ઓળખાઈ જાય એવો એક માણસ ખંડમાં દાખલ થઈને આનંદી ભાવે પ્રોખોરોવની નજીક આવ્યો.

આજે પણ સાંભળીને હસવું ખાળી શકાય નહિ એવી રીતે ભાંગીતૂટી રશિયન ભાષામાં બોલતાં તેણે કહ્યું: "માફ કરજો, પ્યારા પાડોશી, તમને મેં ખલેલ પહોંચાડી હોય તો માફ કરજો, પણ મને તમારી જોડે બને એટલી જલદી ઓળખાણ કરી લેવાની ઇચ્છા છે. હું ધંધે મોચી છું. મારું નામ ગોટલિબ શુલ્ટ્ઝ છે અને હું સામે નાનકડા મકાનમાં રહું છું. મારું ઘર તમારી બારીમાંથી દેખાય છે. આવતીકાલે હું મારા લગ્નની રજત જયંતી ઊજવવાનો છું અને તમને તથા તમારી પુત્રીઓને દોસ્તીભાવે મારે ત્યાં આવીને જમવાનું આમંત્રણ આપવા આવ્યો છું."

આમંત્રણ સુજનતાથી સ્વીકારી લેવામાં આવ્યું. કફનવેપારીએ મોચીને બેસવાનો અને પોતાની જોડે એક કપ ચા પીવાનો આગ્રહ કર્યો. ગોટલિબ શુલ્ટ્ઝના નિખાલસ સ્વભાવને કારણે થોડી વારમાં જ તેઓ અત્યંત દોસ્તીભાવે વાતચીત કરવા લાગ્યા.

અદ્રિયાને પૂછ્યું: "તમારો ધંધો કેવો ચાલે છે?"

શુલ્ટ્ઝે જવાબ આપ્યો: "ઠીક જ છે, અમારેય ચડતીપડતીના દિવસો તો આવે જ છે. મારાથી ફરિયાદ થાય એમ નથી. બેશક મારી ચીજો તમારી ચીજો જેવી નથી—જીવતો માણસ તો જોડા વગર ચલાવી લે પણ મરેલાને કફન વગર ન ચાલે."

"સાવ સાચી વાત," અદ્રિયાને કબૂલ કર્યું. "પણ ભેગાભેગું એમ પણ ખરું કે જીવતા માણસ પાસે જોડા ખરીદવાના પૈસા ન હોય તો તે તમારી પાસે ન આવે ને ઉઘાડા પગે રખડે, પરંતુ મરેલા ભિખારીને તો કફન મફત મળી જ જાય."

થોડી વાર એવી વાતો ચાલતી રહી અને પછી મોચીએ ઊભા થઈને કફનવેપારીની રજા માગી. જતાં જતાં તેણે આમંત્રણ યાદ કરાવ્યું.

બીજે દિવસે બરાબર બપોરે પ્રોખોરોવ અને તેની પુત્રીઓ નવા ખરીદેલા મકાનના દરવાજા બહાર નીકળ્યાં અને પાડોશીના ઘર તરફ ચાલ્યાં. અદ્રિયાન પ્રોખોરોવના રશિયન જામાનું અને અકુલીના તથા દાર્યાના યુરોપિયન વસ્ત્રાલંકારનું વર્ણન કરવાનો પ્રયાસ હું નહિ કરું અને એ રીતે આધુનિક નવલકથાકારોના સ્વીકૃત રિવાજથી હું એ સંબંધમાં જુદો પડીશ. પરંતુ એટલો ઉલ્લેખ વધારે પડતો નહિ ગણાય કે બન્ને તરુણીઓએ માથે પીળી હૅટ પહેરી હતી અને પગમાં લાલ સ્લીપર પહેર્યા હતા. એ વસ્તુઓનો ઉપયોગ ખાસ પ્રસંગોએ જ કરવામાં આવતો.

મોચીના ઘરનો નાનકડો ઓરડો મહેમાનોથી ભરાઈ ગયો હતો. મહેમાનોનો મોટો ભાગ જર્મન કારીગરો, તેમની પત્નીઓ, અને શિખાઉ કારીગરોનો બનેલો હતો. મહેમાનોમાં ફક્ત એક જ રશિયન અમલદાર હતો—પોલીસ કૉન્સ્ટેબલ યુર્કો. યુર્કો ચુખોન (રશિયામાં વસતો મૂળ ફિન્લૅંડવાસી માણસ) હતો અને સાધારણ પદવી ધરાવતો હોવા છતાં મિજબાનનો ખાસ માનીતો હતો. પોગોરેલ્સ્કીના પ્રખ્યાત પોસ્ટમૅનની[9] જેમ તે પચીસ વરસથી ઈમાનદારી અને વફાદારીથી પોતાની ફરજ બજાવતો રહ્યો હતો. પ્રાચીન પાટનગરને નષ્ટ કરી નાખનારી ૧૮૧૨ની આગમાં તેની પીળા રંગની સંત્રીકેબિન પણ બળીને રાખ થઈ ગયેલી. પરંતુ દુશ્મનોને હાંકી કાઢવામાં આવ્યા કે તરત જ તેની જગ્યાએ એક નવી સંત્રીકેબિન ખડી થઈ ગઈ.

નવી કેબિન ભૂખરા રંગે રંગેલી હતી અને ડૉરિક શૈલીની સફેદ થાંભલીઓ વડે સુશોભિત બનાવેલી હતી. યુર્કોએ પગથી માથા સુધી હથિયાર સજીને એ કેબિનની સામે આંટા મારવાનું પાછું શરૂ કરી દીધું. નિકીત્સ્કી ગેટની આસપાસના સઘળા લત્તાઓમાં વસતા મોટા ભાગના જર્મનોની જોડે તેને ઓળખાણ હતી. તેમાંના કેટલાકને તો રવિવારની રાત ક્યારેક અનિચ્છાએ યુર્કોની સંત્રીકેબિનમાં ગાળવી પડતી. આવા માણસની પોતાને વહેલી કે મોડી જરૂર પડવાની જ છે એમ ગણતરી કરીને અદ્રિયાને ઝટ તેની જોડે ઓળખાણ કરી લીધી અને મહેમાનો જમવા બેઠા ત્યારે બન્ને જણ એકબીજાની લગોલગ બેસી ગયા. શુલ્ટ્ઝ, તેની પત્ની, અને તેની સત્તર વરસની પુત્રી લોટખેન મહેમાનોની સાથે જમતાં જમતાં રસોઈયાને પીરસવામાં મદદ પણ કરતાં હતાં. બીઅરના બાટલા ખૂલતા ગયા. યુર્કોએ ચાર માણસ જેટલું ખાધું. અદ્રિયાન પણ ઓછો ન ઊતર્યો. તેની પુત્રીઓએ ઉચિત વર્તન જાળવ્યું. જર્મન ભાષામાં ચાલતી વાતચીત વધારે ને વધારે મોટે અવાજે થવા લાગી. એકાએક મિજબાને સૌને ધ્યાનથી સાંભળવાની વિનંતિ કરી અને એક બાટલીનું બૂચ ખોલીને તે જોરથી રશિયન ભાષામાં બોલ્યો: "મારી ભલી લુઈઝાના નામે!" આછા રંગના શેમ્પેન મદ્યમાં ફીણ ઊભરાયું. મિજબાને પોતાની આધેડ સંગિનીના તાજગીસભર ચહેરા ઉપર ચૂમી ભરી. મહેમાનોએ શોર મચાવતાં ભલી લુઈઝાની તંદુરસ્તીનો જામ પીધો. વળી એક બાટલી ખોલીને મિજબાને જાહેરાત કરી: "મારા પ્યારા મહેમાનોના નામે!" મહેમાનોએ વળતો આભાર માન્યો અને સૌ ફરી વાર પોતાના પ્યાલા ગટગટાવી ગયા. પછી તો જામ ધડાધડ ઊડવા લાગ્યા — દરેક વ્યક્તિના નામે અલગ અલગ જામ પીવામાં આવ્યો. મોસ્કો શહેરના નામે અને લગભગ એક ડઝન જેટલાં નાનાં જર્મન નગરોનાં નામે જામ પીવામાં આવ્યા, ત્યાર બાદ સઘળા ધંધાનો એક જામ અને દરેક ધંધાના અલગ અલગ જામ પીવામાં આવ્યા તથા તેમાં કામ કરતા સઘળા અનુભવી અને શિખાઉ કારીગરોની તંદુરસ્તીના જામ પીવામાં આવ્યા. અદ્રિયાન ઈમાનદારીથી એક પછી એક જામ પીતો ગયો અને આખરે એટલો મોજમાં આવી ગયો કે તેણે એક જામની ખરેખરી ધૂની દરખાસ્ત પેશ કરી. પછી એક તગડો ભઠિયારો મહેમાન પોતાનો ગ્લાસ ઊંચો કરીને મોટેથી બોલ્યો: "આપણે જેમને ખાતર કામ કરીએ છીએ તેમની તંદુરસ્તીના નામે, આપણા ગ્રાહકોના નામે!" પહેલાંના સઘળા જામની જેમ એ જામ પણ આનંદી

સર્વાનુમતિથી પીવામાં આવ્યો. મહેમાનો એકબીજાની સમક્ષ નમવા લાગ્યા — દરજી મોચી સમક્ષ નમ્યો, મોચી દરજી સમક્ષ નમ્યો, અને ભઠિયારો દરજી અને મોચી બન્ને સમક્ષ નમ્યો, આખી મંડળી ભઠિયારા સમક્ષ નમી, અને એમ જ ચાલતું રહ્યું. અરસપરસ અભિવાદનની છોળો ઊડી રહી હતી એટલામાં યુર્કો કફનવેપારી તરફ ફરીને મોટેથી બોલી ઊઠયો: "પાડોશી, ચાલો આપણે તમારા મૃત માનવીઓના નામે જામ પીએ!" પ્રોખોરોવ સિવાય બાકી સૌ હસી પડયાં પણ પ્રોખોરોવને માઠું લાગ્યું અને તેનાં ભવાં સંકોચાઈ ગયાં. એ બાબત કોઈના ધ્યાનમાં ન આવી અને મહેમાનોએ પીવાનું ચાલુ રાખ્યું. સૌ જમીને ઊઠયાં ત્યારે દેવળમાં સંધ્યાસમયની પ્રાર્થનાનો ઘંટારવ થઈ રહ્યો હતો.

મહેમાનો વીખરાયા ત્યારે ખૂબ મોડું થઈ ગયું હતું. મોટા ભાગના મહેમાનો ઘેનમાં મસ્ત હતા. તગડો ભઠિયારો અને "રાતા ચામડાની બાંધણી ધરાવતો" હોય એવા ચહેરાવાળો બુકબાઈન્ડર મળીને કૉન્સ્ટેબલને તેની જગ્યાએ લઈ ગયા. બન્ને જણે એક એક તરફ કૉન્સ્ટેબલના હાથમાં પોતાનો હાથ પરોવી દીધો. તેમણે આ પ્રસંગે એવી રશિયન કહેવતને અમલમાં મૂકી કે કરજ જ્યારે ભરપાઈ થઈ જાય ત્યારે તાજ ધારણ કરી લે છે. કફનવેપારી ઘેર પહોંચ્યો ત્યારે ખીજે ભરાયેલો હતો અને નશાથી તેની બુદ્ધિ બહેર મારી ગયેલી હતી.

તે મોટેથી બબડયો: "આખર મારો ધંધો બીજા ધંધા કરતાં ઓછો ઈજ્જતદાર શા માટે ગણાય? કફનવેપારી કંઈ જલ્લાદનો ભાઈ તો નથી જ, કે છે? એ પરાયા બિનરશિયનોને તેમાં હસવાનું શું કારણ મળ્યું હશે? તેમની નજરમાં કફનવેપારી શું રંગલા જેવો બેવકૂફ છે? અને હું એ સૌને ઘરના વાસ્તુની ઉજવણીમાં બોલાવવાનો હતો! ના, ના, હવે એમ નહિ બને! હું તો જેમનું કામ કરું છું તેમને જ બોલાવીશ — મારા ખ્રિસ્તી મૃતદેહોને બોલાવીશ."

તેના બૂટ ઉતારતી નોકરડી બોલી ઊઠી: "અરે માલિક! શું બોલો છો એનો વિચાર કરો! ઈશ્વરનું નામ લો! મુડદાંને વાસ્તુમાં બોલાવશો! ભયંકર!"

અદ્રિયાન બોલ્યો: "ઈશ્વરના સોગન ખાઈને કહું છું કે જરૂર બોલાવીશ. અને આવતીકાલે જ! મારા મહેરબાનો, કાલે રાતે મારે ત્યાં મિજબાનીમાં પધારવાનું માન મને બક્ષો. મારી પાસે જે કંઈ થોડુંઘણું છે એ બધું આપણે ભેગાં મળીને માણીશું." એટલું બોલીને કફનવેપારી પલંગમાં લાંબો થયો અને થોડી વારમાં નસકોરાં બોલાવવા લાગ્યો.

અદ્રિયાનને જગાડવામાં આવ્યો ત્યારે બહાર હજી અંધારું હતું. રાત દરમિયાન વેપારીની વિધવા ત્ર્યુખિના મરી ગઈ હતી અને તેના કારભારીનો કાસદ મારતે ઘોડે અદ્રિયાનને ખબર આપવા આવ્યો હતો. કફનવેપારીએ તેને વોદકા પીવા દસ કોપેકની બક્ષિસ આપી. તેણે ઝટ કપડાં પહેરી લીધાં અને ઘોડાગાડી બોલાવીને તે રાઝગુલ્યાઇ જવા રવાના થઈ ગયો. મરનારના ઘરના દરવાજે પોલીસ ખડા કરી દેવામાં આવ્યા હતા અને કોહેલું માંસ પારખી ગયેલા કાગડાઓની જેમ વેપારીઓ ઠસ્સાબંધ ચાલે આમતેમ આંટા મારી રહ્યા હતા. મૃતદેહને ટેબલ ઉપર ગોઠવવામાં આવ્યો હતો. બુઢ્ઢીનો ચહેરો મીણ જેવો હતો પરંતુ અવયવો હજુ કોહવાટથી વિકૃત નહોતા બની ગયા. સગાંસંબંધીઓ, પાડોશીઓ, અને નોકરચાકરોનું ટોળું મૃતદેહ ફરતે જમા થઈ ગયું હતું. બધી બારીઓ ખુલ્લી હતી, મીણબત્તીઓ જલી રહી હતી, અને પાદરીઓ મરનારના આત્માની શાંતિ અર્થે પ્રાર્થના કરી રહ્યા હતા.

અદ્રિયાન મૃત ડોશીના ભત્રીજા પાસે ગયો. ભત્રીજો જુવાન વેપારી હતો અને તેણે ફેશનેબલ ફ્રોકકોટ પહેર્યો હતો. અદ્રિયાને તેને જણાવ્યું કે જનાજો, મીણબત્તીઓ, કફનનું કપડું, અને જનાજાને લગતી બીજી ચીજો સારી હાલતમાં તત્કાળ પહોંચાડવામાં આવશે. વારસદારે અન્યમનસ્ક ભાવે તેનો આભાર માનીને કહ્યું કે હું ભાવતાલની પંચાતમાં નથી પડવા માગતો અને તમારી ઈમાનદારી ઉપર જ પૂરો વિશ્વાસ રાખીશ. કફનવેપારીએ પોતાની ટેવ મુજબ સોગન ખાઈને કહ્યું કે હું એક પૈસો પણ વધારે નહિ લઉં. એમ કહીને તેણે કારભારી જોડે મર્મભરી નજર મેળવી અને તૈયારી કરવા તે ગાડીમાં બેસીને પાછો ઘર તરફ રવાના થઈ ગયો. આખો દિવસ તે ગાડીમાં રાઝગુલ્યાઇ અને નિકીત્સ્કી ગેટ વચ્ચે ચક્કર મારતો રહ્યો. સાંજ સુધીમાં બધી વ્યવસ્થા થઈ ગઈ અને ગાડીવાનને રજા આપીને તે પગપાળો ઘેર જવા નીકળ્યો. ચાંદની રાત હતી. કફનવેપારી નિકીત્સ્કી ગેટ સુધી સલામત પહોંચી ગયો. તે દેવળ પાસેથી પસાર થઈ રહ્યો હતો ત્યાં આપણા દોસ્ત યુર્કોએ તેને પડકાર્યો પણ ઓળખાણ પડતાં દુવાસલામ કરીને વિદાય લીધી. મોડું થઈ ગયું હતું. અદ્રિયાન ઘરની પાસે પહોંચી રહ્યો હતો ત્યાં અચાનક તેને લાગ્યું કે જાણે કોઈ દરવાજા પાસે ગયું અને દરવાજો ખોલીને અંદર અદૃશ્ય થઈ ગયું. અદ્રિયાનને અચરજ થયું: "આનો શો અર્થ? બીજા કોને મારી જરૂર પડી હશે? કોઈ ચોર તો અંદર નહિ ઘૂસ્યો હોય ને? એમ તો નહિ હોય ને કે કોઈ જુવાન આદમી

મારી નાનકડી મૂરખી છોકરીઓને ભોળવીને રાતે તેમની પાસે જતો હોય?" તેના મનમાં પોતાના દોસ્ત યુર્કોને મદદ માટે બોલાવવાનો ખ્યાલ પણ આવી ગયો. બરાબર એ જ વખતે એક બીજો આદમી દરવાજા પાસે પહોંચ્યો અને અંદર દાખલ થવા જતો હતો એટલામાં કફનવેપારીને ઝડપથી ઘર તરફ આવતો જોઈને ઊભો રહી ગયો અને તેણે પોતાની અણિયાળી ટોપી ઊંચી કરી. અદ્રિયાને ઉતાવળમાં ચહેરો બરાબર જોયો નહોતો પણ તેને લાગ્યું કે ચહેરો જાણીતો છે.

તે હાંફતો હાંફતો બોલ્યો: "તમે મને મળવા આવ્યા લાગો છો. આવો, અંદર આવો."

અજાણ્યા આદમીએ પોલા અવાજે કહ્યું: "શિષ્ટાચારની તકલીફ લેવાની જરૂર નથી, દોસ્ત. તમે પહેલાં અંદર જાઓ – તમારા મહેમાનોને રસ્તો બતાવો."

અદ્રિયાન વધારે પડતી ઉતાવળમાં હતો અને તેને શિષ્ટાચાર કરવાનો વખત નહોતો. ખુલ્લા દરવાજામાં થઈને તે ઘરનાં પગથિયાં ચડવા લાગ્યો. આગંતુક તેની પાછળ પાછળ ચાલ્યો. અદ્રિયાનને લાગ્યું કે પોતાના ઘરના ખંડોમાં માણસો હરીફરી રહ્યા છે. તેને થયું: "આ બધું છે શું?" તે ઉતાવળ કરીને અંદર દાખલ થયો... અને તેના પગ ફસકી પડ્યા. આખો ઓરડો મુડદાંથી ભરાઈ ગયો હતો. ચંદ્રનો પ્રકાશ બારીમાં થઈને તેમના ભૂરા ચહેરા ઉપર, લટકતાં મોં ઉપર, ઝાંખી અધબીડી આંખો ઉપર, અને ચાંચ જેવાં અણિદાર નાક ઉપર પડતો હતો... અદ્રિયાનને કમકમાં આવી ગયાં. પોતે જેને દફનાવવામાં મદદ કરી હતી એ સૌ તેને ઓળખાઈ ગયાં. તેની સાથે ઘરમાં દાખલ થયેલો માણસ વરસતા વરસાદમાં દફનાવવામાં આવેલો બ્રિગેડિયર હતો. મહિલાઓ અને સજ્જનો સૌ અદ્રિયાનની આસપાસ જમા થઈ ગયાં અને નમીને તથા શબ્દો વડે તેનું અભિવાદન કરવા લાગ્યાં. ફક્ત એક જ માણસ તેમાં અપવાદ હતો. તે બીચારાને થોડા વખત પહેલાં જ મફત દફનાવવામાં આવ્યો હતો. તે નજીક ન આવતાં જાણે પોતાના ચીંથરેહાલ લેબાસને કારણે શરમાતો હોય તેમ રાંક જેવો દૂર ખૂણામાં ઊભો રહ્યો. એક તેના સિવાય બાકીનાં સૌએ મોભાસર કપડાં પહેર્યાં હતાં. સ્ત્રીઓએ માથે રિબનદાર ટોપીઓ પહેરી હતી, નિર્જીવ અફસરો યુનિફોર્મ પહેરીને પણ દાઢી કર્યા વગર આવ્યા હતા, અને વેપારીઓએ પોતાના ઉત્તમ જામા પહેર્યા હતા.

આખી મંડળી વતી બ્રિગેડિયરે કહ્યું: "જુઓ પ્રોખોરોવ, તમારા આમંત્રણને

માન આપવા ખાતર અમે સૌ કબરમાંથી ખડાં થઈને આવી પહોંચ્યાં છીએ. કેવળ તદ્દન નિરુપાય બની ગયેલાં મુડદાં જ બાકી રહ્યાં છે, સાવ ખવાઈ જઈને માંસહીન હાડપિંજર બની ગયેલાં મુડદાં જ કબ્રસ્તાનમાં પડયાં રહ્યાં છે. પરંતુ એવું એક મુડદું અહીં આવવાની ઉત્કંઠાને દબાવી શક્યું નહિ. તમને મળવા અત્યંત ઉત્સુક હતું એટલે તે પણ આવ્યું છે..."

એ જ વખતે એક નાનકડું હાડપિંજર ધક્કા મારીને ટોળામાંથી માર્ગ કરતું અદ્રિયાનની પાસે પહોંચી ગયું. તેનો માંસહીન ચહેરો અદ્રિયાન સમક્ષ હેતપૂર્વક ચાળા કરવા લાગ્યો. ચળકતા લીલા અને લાલ કાપડના લીરા અને કપડાંના તાણાવાણા જાણે વાંસડાને ચોંટેલા હોય તેમ તેને વળગેલા હતા. ઘોડેસવારીના ઊંચા બૂટની અંદર તેના પગના નળા ખાંડણિયામાં દસ્તો કરે તેમ ખણખણાટ કરતા હતા.

હાડપિંજર બોલ્યું: "મને ઓળખ્યો નહિ, પ્રોખોરોવ? ગાર્ડ ટુકડીનો નિવૃત્ત સાર્જન્ટ પ્યોતર પેત્રોવિચ કુરીલકિન તમને યાદ નથી? ૧૭૯૯માં તમારી પહેલી કફનપેટી તમે મારા દફન માટે જ વેચેલી (તમે કહેલું કે લાકડું ઓકનું છે પણ હકીકતમાં ઊતરતી જાતનું હતું)."

એટલું બોલીને હાડપિંજરે પોતાના હાથ ફેલાવ્યા અને અદ્રિયાનને હાડકાંના આલિંગનમાં ભીડવાની કોશિશ કરી. પણ અદ્રિયાને પોતાની સમગ્ર તાકાત એકત્રિત કરીને રાડ નાખી અને હાડપિંજરને ધક્કો મારીને આઘું હડસેલી દીધું. પ્યોતર પેત્રોવિચ લથડીને નીચે ઢળી પડયો અને ભોંયપટ ઉપર છૂટાં પડી ગયેલાં હાડકાંનો ઢગલો થઈ ગયો. મુડદાંના ટોળામાં રોષનો ગણગણાટ વ્યાપી ગયો. પોતાના સાથીની ઈજ્જતનું રક્ષણ કરવાની ઉત્કંઠા અનુભવતાં બધાં મુડદાં ગાળો ભાંડતાં અને ધમકીઓ આપતાં કમનસીબ મિજબાન ઉપર ધસી ગયાં. મુડદાંની કિકિયારીઓથી બહેરો બની ગયેલો અને તેમના ધસારાથી લગભગ કચરાઈ ગયેલો અદ્રિયાન બાવરો બની ગયો અને બેભાન થઈ જઈને ગાર્ડ ટુકડીના પરલોકવાસી સાર્જન્ટનાં હાડકાં ઉપર ઢળી પડયો.

ઊંઘમાં પડેલા અદ્રિયાનના પલંગ ઉપર સૂરજનાં કિરણો ક્યારનાં છવાઈ ગયાં હતાં. આખરે તેની આંખો ઊઘડી. સમોવારમાં ફૂંક મારીને અંગારાઓની રાખ ઉડાડતી નોકરડી તેની નજરે પડી. આગલી રાતની ઘટનાઓ યાદ આવતાં અદ્રિયાનને કમકમાં આવી ગયાં. ત્યુખિના, બ્રિગેડિયર, અને સાર્જન્ટ કુરીલકિનની ઝાંખી છાયાઓ

તેની કલ્પનામાં નાચવા લાગી. નોકરડી વાત શરૂ કરીને રાતના કિસ્સાનો અંજામ તેને જણાવે તેની વાટ જોતો તે ચુપચાપ પડી રહ્યો.

સવારે પહેરવાનો જામો તેને આપતાં આક્સીન્યા બોલી: "કેટલું બધું મોડું થઈ ગયું છે, અદ્રિયાન પ્રોખોરોવિચ! આપણો પાડોશી દરજી તમને મળવા આવેલો. પોલીસ કૉન્સ્ટેબલ ઉતાવળો કહેવા આવેલો કે આજે પોલીસ ઇન્સ્પેક્ટરના નામસંસ્કારની જયંતીનો દિવસ છે, પણ તમે ઊંઘમાં હતા અને તમને જગાડવાનું અમને ઠીક ન લાગ્યું."

"વિધવા ત્ર્યુખિનાને ત્યાંથી કોઈ આવેલું કે?"

"ત્ર્યુખિના? કેમ? મરી ગઈ કે?"

"કેવી મૂરખ છો! કાલે તેના દફનમાં તેં મને મદદ નહોતી કરી?"

"માલિક, તમારું માથું તો નથી ફરી ગયું ને? કે પછી કાલના દારૂનો કેફ હજી ઊતર્યો નથી? કાલે દફનબફન કંઈ જ નહોતું થયું! તમે આખો દિવસ જર્મનોને ત્યાં મિજબાની માણતા રહેલા. પાછા આવ્યા ત્યારે તમે ઘેનમાં ચકચૂર હતા. આવતાં જ પલંગમાં લાંબા થઈ ગયેલા, અને ત્યારથી અત્યાર સુધી તમે ઊંઘતા જ રહ્યા છો. દેવળમાં પ્રાર્થનાનો ઘંટ પણ વાગતો બંધ થઈ ગયો છે."

અદ્રિયાન મનમાં રાહત અનુભવતો બોલ્યો: "એમ કે?"

"બેશક, એમ જ વળી," નોકરડીએ જવાબ આપ્યો.

"એમ હોય તો ઝટ મને ચા આપ અને મારી દીકરીઓને બોલાવી લાવ."



દીવાની સલાહકાર હતો,
અને પોસ્ટિંગ સ્ટેશનનો સરમુખત્યાર હતો.

**પ્રિન્સ વ્યાઝેમ્સ્કી**[10]

એવો માણસ મને બતાવો કે જેણે કોઈ પોસ્ટિંગ સ્ટેશનના માસ્ટરની ઉપર ક્યારેય કટુવા ન વરસાવી હોય અને જેને કોઈ પોસ્ટમાસ્ટરની સાથે કદી જીભાજોડી ન થઈ હોય; જેણે ગુસ્સાના આવેશમાં આવી જઈને આપખુદ વર્તનની, તોછડાઈની, અને અનિયમિતતાની નકામી ફરિયાદો ચીતરવા માટે ઘાતક ફરિયાદપોથીની માગણી ન કરી હોય એવો માણસ મને બતાવો; પોસ્ટમાસ્ટરોને

માનવરૂપના દાનવો ન ગણતો હોય, અમુક મરી પરવારેલા અમલદારો જેટલા બૂરા ન ગણતો હોય, અથવા મૂરોમ લૂંટારાઓથી કોઈ કાળે જરાય બહેતર ગણતો હોય એવો માણસ મને બતાવો. પરંતુ આપણે ઇન્સાફી બનવાની કોશિશ કરીએ અને તેમનાં સ્થાને આપણે પોતે હોઈએ એવી ધારણા કરીએ તો કદાચ આપણે તેમની મુલવણી ઘણી વધારે હમદર્દીથી કરી શકીશું. પોસ્ટમાસ્ટર એટલે કોણ? પોસ્ટમાસ્ટર બીચારો નાનકડા અમલદારોની દુનિયાનો ખરેખરો શહીદ હોય છે, ફટકા અને ધોલધાપટથી બચાવ કરવા માટે તેની પાસે પોતાના એ સરકારી દરજ્જા સિવાય બીજું કશું જ નથી હોતું, અને એ દરજ્જોયે તેને બચાવવામાં હંમેશાં કારગત નથી નીવડતો (હું મારા વાચકોના અંતરાત્માને અપીલ કરું છું). અને પ્રિન્સ વ્યાઝેમ્સ્કીએ કરેલા રમતિયાળ વર્ણન મુજબ એ સરમુખત્યારની હાલત કેવી મુશ્કેલ હોય છે! તેનું કામ ખરી સખત મહેનતનું નથી હોતું શું? તેને નથી દિવસે આરામ મળતો કે નથી રાતે આરામ મળતો! કંટાળાજનક સફર દરમિયાન મનમાં ભેગો થયેલો બધો ઉકળાટ મુસાફર પોસ્ટમાસ્ટરની ઉપર ઠાલવી દે છે. હવામાન ભયંકર છે, રસ્તા ત્રાસજનક છે, ગાડીવાન હઠીલો છે, ઘોડા આળસુ છે—અને એ બધી બાબતોમાં વાંક પોસ્ટમાસ્ટરનો જ હોય છે. તેના ગરીબ રહેઠાણમાં દાખલ થતો મુસાફર તેને દુશ્મન ગણે છે અને પોસ્ટમાસ્ટરનું નસીબ ઊજળું હોય તો જ તે વણનોતર્યા મહેમાનથી જલદી છુટકારો મેળવવામાં કામયાબ બને છે. વળી ઘોડા તૈયાર ન હોય તો!.. અરે ખુદા! કેવા અપશબ્દો અને કેવી ધમકીઓ તેની ઉપર વરસી પડે! તેને વરસાદમાં અને કાદવકીચડમાં બારણે બારણે ભટકવું પડે છે; ખીજે ભરાયેલા મુસાફરના બૂમબરાડા અને હડસેલાથી એક પળનો છુટકારો મેળવવા તે જાન્યુઆરીના તોફાન અને ઠારમાંયે બહાર પરસાળમાં ચાલ્યો જાય છે. કોઈ જનરલ આવી પહોંચે છે અને થરથરતો પોસ્ટમાસ્ટર ઘોડાનાં આખરી બે તેખડાંમાંથી એક તેને આપી દે છે. બેમાંથી એક તેખડું ટપાલની ગાડી માટે બચાવી રાખવામાં આવેલું છે. જનરલ આભારનો એક શબ્દ પણ બોલ્યા વગર રવાના થઈ જાય છે. પાંચ મિનિટ પછી ઘંટડીઓ રણકે છે અને સરકારી કાસદ આવીને તાજા ઘોડાનો હુકમ ટેબલ ઉપર ફેંકે છે. એવા બધા સંજોગોનો વિચાર કરી જુઓ અને તમારું દિલ રીસને બદલે સાચી હમદર્દીથી ભરાઈ જશે. આ વિષયના સંબંધમાં થોડાક વધારે શબ્દો કહી લઉં: વીશ વરસ દરમિયાન હું આખા રશિયામાં ફરી ચૂક્યો છું.

લગભગ બધા ટપાલમાર્ગો મેં જોઈ લીધા છે, ગાડીવાનોની કેટલીય પેઢીઓથી હું પરિચિત છું, જેને હું ન ઓળખતો હોઉં અને જેની સાથે મારે સંબંધ ન પડયો હોય એવો એક પણ પોસ્ટમાસ્ટર ભાગ્યે જ ક્યાંક હશે, સફર દરમિયાન મારાં નિરીક્ષણોના મેં સંચિત કરેલા ભંડોળને નજીકના ભવિષ્યમાં પ્રકાશિત કરવાની હું ઉમેદ ધરાવું છું, પરંતુ હાલ પૂરતું તો હું ફક્ત એટલું જ કહીશ કે જાહેર પ્રજા સમક્ષ પોસ્ટમાસ્ટરની જાતિનું અત્યંત ખોટું ચિત્ર પેશ થયેલું છે. ભારે નિંદાનો ભોગ બનેલા પોસ્ટમાસ્ટરો શાંતિચાહક માણસો હોય છે, મિલનસાર સ્વભાવના હોય છે, સામાજિક વૃત્તિ ધરાવતા હોય છે, પોતાના હકો વિશે તેમનાં મનમાં ફૂલેલો ખ્યાલ નથી હોતો, અને તેઓ લાલચુ કોઈ કાળે નથી જ હોતા. તેમની વાતોમાંથી વિશિષ્ટ અને બોધપ્રદ ગણાય એવું ઘણું તારવી શકાય એમ હોય છે, અને ઘણા માનવંતા મુસાફરો તેની અવગણના કરીને ભારે ભૂલ કરતા હોય છે. મારી બાબતમાં તો હું કબૂલ કરી લઉં છું કે સરકારી કામે સફર કરતા નીચલા દરજ્જાના અમલદારોનાં ભાષણો કરતાં હું પોસ્ટમાસ્ટરની વાતો વધારે પસંદ કરું છું.

સહેલાઈથી ધારણા થઈ શકશે કે પોસ્ટમાસ્ટરોના આદરપાત્ર વર્ગમાં હું મિત્રો ધરાવું છું. ખરેખર, તેમાંના એકની યાદ મારે માટે ખૂબ મૂલ્યવાન છે. મારી જિંદગીના અમુક સમયે સંજોગોએ અમને ભેગા કરી દીધા અને હવે મારા માયાળુ વાચકો સમક્ષ હું તેની જ કહાણી પેશ કરવાનો ઈરાદો ધરાવું છું.

૧૮૧૬ના મે મહિનામાં હું અકસ્માત્ ...પ્રાંતમાં સફરે નીકળ્યો. મેં લીધેલો માર્ગ હવે હયાત નથી. મારો દરજ્જો છોટા અમલદારનો હતો અને હું વારાફરતી ઘોડા બદલાવતો સફર કરતો કેમ કે મારું ગજું ફક્ત બે જ ઘોડાનું ખર્ચ ઉઠાવી શકાય એટલું હતું. પરિણામે પોસ્ટમાસ્ટરો મારી ઉપર નહિવત્ ધ્યાન આપતા અને મારા હકની રૂએ મને મળવી જોઈતી ચીજો મારે ઘણી વાર બળજબરીથી હાંસલ કરવી પડતી. હું જુવાન અને સ્વભાવે અધીરો હતો એટલે મારે માટે તૈયાર કરવામાં આવેલા ઘોડા કોઈ મોટા અમલદારને આપી દેતા કોઈક પોસ્ટમાસ્ટરની અધમતા અને ભીરુતા જોઈને મને ખીજ ચડી જતી. ગવર્નરની મિજબાનીમાં પોતાને ચાલાક સમજતો રોંચા જેવો કોઈ વેઈટર એકાદ વાનગી મને પીરસ્યા વગર જ આગળ ચાલ્યો જાય એવી હાલત સહન કરી લેવાનું પણ મારે માટે એટલું જ મુશ્કેલ બની જતું. હવે એ બન્ને પ્રકારના સંજોગો મને સાવ સ્વાભાવિક લાગે છે. **દરજ્જો**

**દરજ્જાને** તાબે થઈ જવાના સર્વત્ર સ્વીકારવામાં આવતા નિયમને સ્થાને આપણે **બુદ્ધિ બુદ્ધિને** તાબે થઈ જવાનો નિયમ મૂકી દઈએ તો આપણી હાલત કેવી થઈ જાય! કેવા કજિયાકંકાસ ઊભા થાય! અને ચાકરો પહેલાં કોનો હુકમ બજાવે? પણ હું મારું બયાન આગળ ચલાવું.

તે દિવસે ખૂબ ગરમી હતી. ...પોસ્ટિંગ સ્ટેશન હજુ લગભગ બે માઈલના અંતરે હતું એટલામાં ઝરમર વરસાદ શરૂ થઈ ગયો અને એક મિનિટ પછી ધોધમાર વરસાદમાં હું ભીંજાઈને તરબોળ થઈ ગયો. પોસ્ટિંગ સ્ટેશને પહોંચતાં જ મેં પહેલું કામ બને એટલી ઝડપે કપડાં બદલવાનું કર્યું અને બીજું કામ ચા મંગાવવાનું કર્યું.

પોસ્ટમાસ્ટરે સાદ પાડીને કહ્યું: "અરે દૂન્યા! જરા સમોવાર તૈયાર કરી દે અને જઈને થોડીક મલાઈ લઈ આવ." એ શબ્દોના જવાબમાં લગભગ ચૌદ ઉનાળા વટાવી ગયેલી એક બાળા પાર્ટિશનની દીવાલ પાછળથી આવી અને સડસડાટ પરસાળ તરફ ચાલી ગઈ. તેનું રૂપ જોઈને હું આભો બની ગયો.

મેં પોસ્ટમાસ્ટરને પૂછ્યું: "તમારી દીકરી છે કે?"

તેણે પ્રસન્ન ભાવે જવાબ આપ્યો: "હા, અને ભારે ચતુર, ભારે ચપળ, પહેલાં એની પ્યારી મા હતી એવી જ."

તેણે એ જ ઘડીએ મારા હુકમની નકલ ઉતારવાનું શરૂ કરી દીધું અને હું તેના સાદા પણ સુઘડ અને સ્વચ્છ રહેઠાણમાં સજાવેલાં ચિત્રો નીરખવામાં પડયો. ચિત્રોમાં ફક્કડ બેટાની કહાણી અંકિત હતી. પહેલા ચિત્રમાં રાતટોપી અને ગાઉન પહેરેલો એક આદરણીય વૃદ્ધ આદમી એક બેચેન જુવાનને વિદાય આપી રહ્યો હતો અને એ જુવાન વૃદ્ધ આદમી પાસેથી ઉતાવળમાં આશીર્વાદ અને દ્રવ્યની થેલી ગ્રહણ કરી રહ્યો હતો. બીજા ચિત્રમાં જુવાન માણસના લંપટ વર્તનની આબેહૂબ વિગતો અંકિત હતી. તેને જૂઠા દોસ્તો અને બેશરમ બૈરીઓથી ઘેરાઈને બેઠેલો બતાવવામાં આવ્યો હતો. ત્યાર પછી ગોઠવેલા ચિત્રમાં જુવાન પાયમાલ દશામાં નજરે પડતો હતો. તેનો જામો ચીંથરેહાલ હતો અને તેના માથા ઉપર વળી ગયેલી હેટ હતી. તે ડુક્કરોને ચરાવી રહ્યો હતો અને ડુક્કરોનો ખોરાક ખાઈ રહ્યો હતો. તેના ચહેરા ઉપર ઊંડી ગમગીની અને પસ્તાવો છવાયેલાં હતાં. છેલ્લા ચિત્રમાં જુવાનને પોતાના પિતા પાસે પાછો ફરતો બતાવવામાં આવ્યો હતો. આ વખતે પણ રાતટોપી અને ગાઉન પહેરેલો ભલો વૃદ્ધ આદમી દીકરાને મળવા બહાર દોડી ગયો

છે અને 'ફક્કડ' બેટો તેના પગમાં પડી ગયો છે. પૃષ્ઠભૂમિમાં રસોઈયો એક જાડા જનાવરને કતલ કરતો દેખાય છે અને મોટો ભાઈ નોકરોને ખુશાલીનું કારણ પૂછી રહ્યો છે. દરેક ચિત્રની નીચે મેં જર્મન ભાષામાં ઉપયુક્ત પંક્તિઓ લખેલી જોઈ. સુગંધી ફૂલછોડનાં કુંડાં, મજાની ભાતીગર ઝાલરવાળો પલંગ, અને બીજી જે વસ્તુઓ મારી આસપાસ એ વખતે દેખાતી હતી તેની જોડે એ ચિત્રો વગેરે બધું મારી યાદમાં હજી તાજું છે. ઝાંખી પડી ગયેલી રિબન વડે લટકતા ત્રાણ ચંદ્રકોથી સજાવેલો લાંબો લીલો ફ્રોકકોટ પહેરીને ઉભેલા એ લગભગ પચાસ વરસના તંદુરસ્ત અને આનંદી ઘરમાલિકને હજી પણ હું મારી નજર સમક્ષ સ્પષ્ટ રૂપે જોઈ શકું છું.

મેં મારા ગાડીવાનને પૈસા ચૂકતે કર્યા એટલામાં દૂન્યા સમોવાર લઈને પાછી આવી ગઈ. મારા મન ઉપર તેણે પાડેલી છાપ પારખી લેવામાં એ નાનકડી નખરાળીને વાર ન લાગી અને તેણે મોં પર શરમના ભાવ આણીને પોતાની મોટી મોટી ભૂરી આંખો નીચે વાળી દીધી. મેં તેની જોડે વાતચીત શરૂ કરી. જાણે દુનિયાને થોડીઘણી જાણી ચૂકી હોય એમ તેના જવાબોમાં ક્ષોભનો જરા સરખોયે અણસારો નહોતો. મેં શરાબનો ગ્લાસ ભરીને તેના પિતા સમક્ષ ધર્યો અને એક કપમાં ચા રેડીને કપ દૂન્યાના હાથમાં આપ્યો. એકબીજાને જાણે જમાનાથી જાણતાં હોઈએ એવી રીતે અમે ત્રણેય વાતો કરવા લાગ્યાં.

ઘોડા તૈયાર થઈ ગયા પણ પોસ્ટમાસ્ટર અને તેની પુત્રીથી અળગા થવાનું મને મન નહોતું થતું. આખરે મેં તેમની વિદાય લીધી. પિતાએ મારી સફર અંગે શુભેચ્છાઓ વ્યક્ત કરી અને પુત્રી મને મારી ગાડી સુધી વળાવવા આવી. હું પરસાળમાં ઊભો રહી ગયો અને મને એક ચુંબન ભરવા દેવાની મેં તેને વિનંતિ કરી. દૂન્યાએ મંજૂરી આપી. . . .

**માણું છું મધુરસ હું આ શોખનો જ્યારથી**

એ ઘડીથી આજ સુધીમાં મેં માણેલાં અસંખ્ય ચુંબનોનો વિચાર કરું છું પરંતુ તેમાંથી એક પણ ચુંબને મારા મનમાં એ ચુંબન જેવી આહ્લાદક અને કાયમી યાદ નથી જમાવી . . .

વર્ષો વીતી ગયાં અને સંજોગોએ કાવતરું રચીને વળી પાછી મારે માટે એ જ માર્ગની અને એ જ સ્થળોની સફર આવશ્યક બનાવી. મને પોસ્ટમાસ્ટરની

પુત્રી યાદ આવી અને તેને ફરી વાર મળવાનું થશે એ ખ્યાલે મારું હૈયું ખુશીથી નાચી ઊઠ્યું. પણ પછી મારા મનમાં આશંકાઓ ઊઠી કે પોસ્ટમાસ્ટરને કદાચ બરતરફ કરી દેવામાં આવ્યો હોય અથવા દૂન્યા કદાચ પરણી ગઈ હોય. મારા મનમાં એવો વિચાર પણ ઝબકી ગયો કે બાપ અથવા બેટીનું કદાચ મૃત્યુ થઈ ગયું હોય. હું ...પોસ્ટિંગ સ્ટેશનની નજીક પહોંચ્યો ત્યારે મારા મનમાં ગમગીન આશંકાઓ ઘોળાતી હતી.

મારા ઘોડા પોસ્ટમાસ્ટરના નાનકડા ઘર આગળ ઊભા રહી ગયા. ખંડમાં દાખલ થતાં જ ફક્કડ બેટાની કહાણી અંકિત કરતાં ચિત્રોને મારી નજરે ઓળખી લીધાં. ટેબલ અને પલંગ પુરાણી જગ્યાએ જ હતાં પરંતુ આ વખતે બારીની પાળ ઉપર ફૂલ ન દેખાયાં. ખંડની દરેક વસ્તુ પોકારીને અવનતિ અને ઉપેક્ષાની ફરિયાદ કરતી હતી. પોસ્ટમાસ્ટર ઘેટાની ખાલનો કોટ પહેરીને સૂતો હતો. મારા આગમને તેને જગાડી દીધો અને તે બેઠો થઈ ગયો... તે સામ્સોન વીરિન પોતે જ હતો, પણ કેટલો ઘરડો થઈ ગયેલો દેખાતો હતો! તે મારા હુકમની નકલ ઉતારતો હતો એ દરમિયાન મારી નજર તેના ધોળા વાળ ઉપર, તેના દાઢી ચડેલા ગાલ ઉપર, અને તેના ઢીલા પડી ગયેલા ખભા ઉપર ફરી વળી. એક તગડા આદમીને ત્રણ કે ચાર વરસની અંદર સાવ ખખળી ગયેલા ડોસામાં પલટાઈ ગયેલો જોઈને હું મારા વિસ્મયને ખાળી ન શક્યો.

મેં પૂછ્યું: "મને ન ઓળખ્યો? તમે ને હું તો જૂના દોસ્તો છીએ."

તેણે ઉદાસ ભાવે જવાબ આપ્યો: "શક્ય છે, આ રસ્તે બહુ આવજા રહે છે, ઘણાબધા મુસાફરો આવતા રહે છે."

મેં આગળ સવાલ પૂછ્યો: "અને તમારી બેટી દૂન્યા કેમ છે?"

ડોસો ભવાં સંકોચીને બોલ્યો: "ખુદાને ખબર!"

મેં પૂછ્યું: "પરણી ગઈ છે કે શું?"

ડોસાએ મારો સવાલ સાંભળ્યો જ ન હોય એવો ડોળ કર્યો અને હોઠ ફફડાવતાં મારો હુકમ વાંચવાનું જારી રાખ્યું. મેં સવાલો પૂછવાનું બંધ કર્યું અને તેને કીટલી ચૂલે મૂકવા કહ્યું. મારા મનમાં કુતૂહલનો સળવળાટ શરૂ થઈ ગયો હતો અને મને આશા હતી કે શરાબ મારા દોસ્તની વાચાનાં બંધનો છોડી નાખશે.

મારી ધારણા ખોટી નહોતી—મેં સામે ધરેલો ગ્લાસ વૃદ્ધે નકાર્યો નહી. મેં જોયું કે શરાબે તેની ગમગીનીને વિખેરી નાખી. બીજા ગ્લાસ પછી તેની વાણી વહેવા લાગી. હું કોણ છું એ તેને કાં તો ખરેખર યાદ આવી ગયું કે પછી યાદ હોવાનો તેણે ખાલી ડોળ જ કર્યો, અને એ વખતે તેના હોઠેથી સાંભળેલી કથની મારા મનમાં રસ જગાવતી મારા દિલને અજબ રીતે સ્પર્શી ગઈ.

"તો તમે મારી દૂન્યાને ઓળખતા હતા, ખરું?" તે શરૂ કરતાં બોલ્યો. "પણ એને કોણ નહોતું ઓળખતું! અરે દૂન્યા! અરે દૂન્યા! કેવી બેટી હતી! અહીંયાં આવનાર સૌ તેનાં વખાણ કરતાં, તેની વિરુદ્ધ કોઈ એક શબ્દ પણ કદી ન બોલતું. બાનુઓ તેને બક્ષીસો આપતી—ક્યારેક રૂમાલ, ક્યારેક એરિંગની જોડી. પોસ્ટિંગ સ્ટેશને આવતા સજ્જનો કહેવા ખાતર ભોજન અથવા વાળુ માટે રોકાઈ જતા પણ હકીકતમાં તો દૂન્યાને થોડીક વધારે નીરખવા મળે એટલા સારુ જ રોકાતા. કોઈ પણ સજ્જન ભલે ગમે એટલો ગુસ્સે થઈ ગયો હોય પણ દૂન્યાની ઉપર નજર પડતાં જ તેનો ગુસ્સો ઠંડો પડી જતો અને તે મારી જોડે સદ્‌ભાવથી વાત કરવા લાગતો. તમે કદાચ માનશો નહિ પણ ખેપિયા અને સરકારી કાસદો તેની જોડે અરધા અરધા કલાક સુધી વાતો કર્યા કરતા. મારું ઘર તેના આધારે જ ચાલતું—તે ઘર સાફ કરતી, રસોઈ કરતી, બધું જ કરતી. અને હું ઘરડો મૂરખ મારી નજર તેની ઉપરથી હઠાવી જ નહોતો શકતો, તેને જોઈને મને થતી ખુશી મારા દિલમાં સમાતી નહોતી. મારી દૂન્યા શું મને વહાલી નહોતી? મારી બેટી શું મારા હૈયાનો હાર નહોતી? આ ઘરમાં શું તેને સુખ નહોતું? પણ પ્રાર્થના કરવાથી કંઈ આફત ટાળી શકાય નહિ—કિસ્મતથી બચવાનો કોઈ ઉપાય નથી."

પછી તેણે પોતાની કમનસીબીનું વિગતવાર બયાન શરૂ કર્યું.

ત્રણ વરસ પહેલાં શિયાળાની એક સાંજે પોસ્ટમાસ્ટર નવા ચોપડામાં લીટીઓ આંકી રહ્યો હતો અને તેની પુત્રી પાર્ટિશનની પાછળ બેઠી બેઠી પોશાક સીવી રહી હતી એટલામાં બહાર ત્રણ ઘોડાની એક ગાડી ઊભી રહી અને એક મુસાફર ઘરમાં દાખલ થયો. તેના માથા ઉપર સરકાસિયન ટોપી હતી, તેણે લશ્કરી ઓવરકોટ પહેર્યો હતો, અને તેને ગળે જાડું મફલર વીંટેલું હતું. અંદર આવતાં જ તેણે ઘોડા માગ્યા. બધા ઘોડા એ વખતે બહાર હતા. જવાબ સાંભળતાં મુસાફરના અવાજમાં કરડાકી આવી ગઈ અને હાથમાં પકડેલો ચાબુક તેણે ઊંચો કર્યો. પરંતુ એવા પ્રસંગોથી

ટેવાઈ ગયેલી દૂન્યા પાર્ટિશન પાછળથી દોડતી બહાર આવી અને તેણે મંજુલતાથી મુસાફરને સંબોધીને પૂછ્યું કે આપ જમવાનું કંઈક લેશો? દૂન્યાના આગમનની નિત્ય જેવી જ અસર થઈ. મુસાફરનો રોષ અદૃશ્ય થઈ ગયો અને તેણે ઘોડા માટે વાટ જોવાનું કબૂલ કરીને વાળુ પીરસવાનું ફરમાન કર્યું. તેણે ભીની ગુચ્છાદાર ફરટોપી ઉતારી નાખી, મફલરના વળ ઉખેળી નાખ્યા, અને ઓવરકોટ કાઢી નાખ્યો એટલે પાતળી કાઠીનો એક હુસાર અફસર નજરે પડયો. તેને નાનકડી કાળી મૂછો હતી. પોસ્ટમાસ્ટરના ઘરમાં તે આરામથી જામી ગયો અને થોડી વારમાં જ પોસ્ટમાસ્ટર અને તેની પુત્રી જોડે મોજથી વાતો કરવા લાગ્યો. વાળુ પીરસવામાં આવ્યું. દરમિયાનમાં ઘોડા પાછા આવી ગયા અને પોસ્ટમાસ્ટરે ઘોડાને ખાણ પણ ખવડાવ્યા વગર મુસાફરની ગાડીએ જોડી દેવાની સૂચના આપી. પણ તે પાછો ઘરમાં આવ્યો ત્યારે તેણે જોયું કે જુવાન તો લગભગ બેભાન હાલતમાં બાંકડા ઉપર લાંબો થઈને પડયો છે. જુવાનને આંખે અંધારાં આવતાં હતાં, તેનું માથું દુખતું હતું, તેની હાલત સફર કરવા જેવી નહોતી... કશો ઉપાય ન રહ્યો! પોસ્ટમાસ્ટરે પોતાનો પલંગ તેને આપી દીધો અને એમ નક્કી કરવામાં આવ્યું કે તેની તબિયત સવાર સુધીમાં સુધરે નહિ તો ...શહેરમાંથી હકીમને બોલાવવા માણસ મોકલવો.

બીજે દિવસે હુસારની તબિયત વધારે બગડી ગઈ. તેનો નોકર ઘોડો લઈને પાસેના શહેરમાંથી હકીમને તેડી લાવવા ગયો. દૂન્યાએ સરકામાં બોળેલો રૂમાલ તેના માથા ફરતો બાંધ્યો અને પોતે સીવણ લઈને તેની પથારી પાસે બેઠી. પોસ્ટમાસ્ટરની હાજરીમાં દરદી ઊંહકારા ભરતો અને એક શબ્દ સરખોયે ભાગ્યે જ બોલતો, પણ તેણે બે કપ ભરીને કૉફી પીધી અને ઊંહકારા ભરતાં ભરતાં ભોજન આણવાનું ફરમાન કર્યું. દૂન્યા તેની પાસેથી મુદ્દલ ખસતી જ નહિ. તે વારંવાર કંઈક પીવાની માગણી કરતો અને દરેક વખતે દૂન્યા પોતાના હાથે બનાવેલું લીંબુનું શરબત તેને પ્યાલામાં આપતી. દરદી હોઠ ભીના કરતો અને પ્યાલો દૂન્યાને પાછો આપતી વેળા અહેસાનની લાગણી બતાવવા માટે દૂન્યાનો હાથ પોતાના કમજોર પંજામાં દબાવતો. જમવાનો વખત થતાં સુધીમાં હકીમ આવી પહોંચ્યો. તેણે દરદીની નાડી જોઈ અને દરદીની જોડે જર્મન ભાષામાં વાત કરીને પછી રશિયન ભાષામાં જાહેર કર્યું કે દરદીને ફક્ત આરામની જરૂર છે અને બે દિવસમાં તેની હાલત પાછી સફર કરવા જેવી થઈ જશે. હુસારે હકીમને વિઝિટની ફીના પચીસ રૂબલ આપ્યા

અને તેને જમવાનું આમંત્રણ આપ્યું. હકીમે આમંત્રણનો સ્વીકાર કર્યો. બન્ને મોજથી જમ્યા અને ભેગો બાટલી ભરીને શરાબ ઉડાવી ગયા. બન્નેને એકબીજાની સંગતમાં ભારે મઝા પડી.

વળી એક દિવસ વીત્યો અને હુસાર તદ્દન સાજો થઈ ગયો. તે ભારે ખુશમિજાજમાં હતો, ઘડીક દૂન્યા જોડે અને ઘડીક પોસ્ટમાસ્ટર જોડે અણથંભ ટોળટપ્પા કર્યા કરતો હતો, સીટી વગાડીને ગીતોની ધૂનો બજાવતો હતો, મુસાફરો જોડે ગપ્પાં મારતો હતો, અને તેમના હુકમોની વિગતો રજિસ્ટરમાં ઉતારતો હતો. ભલા દિલના પોસ્ટમાસ્ટરને તે એટલો બધો ગમી ગયો કે ત્રીજા દિવસની સવાર સુધીમાં પોતાના ખુશમિજાજ મહેમાનનો વિયોગ સહી લેવાનું પોસ્ટમાસ્ટર માટે મુશ્કેલ બની ગયું. રવિવારનો દિવસ હતો. દૂન્યા દેવળે જવા તૈયાર થઈ. હુસારની ગાડી દરવાજે ખડી કરવામાં આવી. તેણે પોસ્ટમાસ્ટરની વિદાય લેતાં રહેવાજમવાના પૈસા ઉદાર દિલે ચૂકવ્યા. તેણે દૂન્યાની પણ વિદાય લીધી અને ગામને બીજે છેડે આવેલા દેવળ સુધી તેને ગાડીમાં પહોંચાડી દેવાની ઉત્સુકતા વ્યક્ત કરી. દૂન્યા ગૂંચવણમાં પડી ગયેલી લાગી... તેના પિતાએ કહ્યું: "તને શાની બીક લાગે છે? નામદાર કંઈ વરુ નથી, તને બટકું નહિ ભરે. ગાડીમાં બેસી જા, દેવળ પાસે ઉતારી દેશે." દૂન્યા ગાડીમાં હુસારની પાસે બેસી ગઈ, નોકર ઠેકડો મારીને પોતાની જગ્યાએ ચડી ગયો, ગાડીવાને સીટી વગાડી, અને ઘોડા ફાળ ભરતા રવાના થઈ ગયા.

કમનસીબ પોસ્ટમાસ્ટરને કદી ન સમજાયું કે પોતે દૂન્યાને હુસારની જોડે કેમ જવા દીધી, પોતે સાવ આંધળો કેવી રીતે બની ગયો, પોતાને કેવા ભૂતે ભરમાવી દીધો. અરધો કલાક માંડ વીત્યો હશે ત્યાં તેના દિલમાં ચણભણાટ થવા લાગ્યો અને તેના મનમાં એટલી બધી ફિકર પેદા થઈ ગઈ કે તેનાથી રહેવાયું નહિ અને બેટીની તલાશ કરવા તે દેવળે ગયો. દેવળની નજીક પહોંચતાં તેણે જોયું કે લોકો બહાર નીકળવા લાગ્યા છે, પણ દૂન્યા નહોતી દેવળના આંગણમાં કે નહોતી પરસાળમાં. તે ઉતાવળો ઉતાવળો દેવળની અંદર ગયો. પાદરી પ્રાર્થના કરાવીને ચાલ્યો ગયો હતો અને દેવળનો નોકર મીણબત્તીઓ બુઝાવી રહ્યો હતો. એક ખૂણામાં બે ઘરડી સ્ત્રીઓ હજી પ્રાર્થના કરી રહી હતી. પણ દૂન્યા ક્યાંય નજરે ન પડી. બીચારા બાપને જઈને નોકરને પૂછવું પડ્યું કે દૂન્યા પ્રાર્થનામાં આવેલી કે નહિ. નોકરે

જવાબ આપ્યો કે નહોતી આવી. પોસ્ટમાસ્ટર જીવતા માણસ જેવો નહિ પણ મડદા જેવો ઘેર પાછો ફર્યો. તેના દિલમાં હવે ફક્ત એક જ આશા બચી હતી. દૂન્યાની ધર્મની મા આગલા પોસ્ટિંગ સ્ટેશને રહેતી હતી. અને દૂન્યા જુવાનીની છોકરમતમાં કદાચ ત્યાં ચાલી ગઈ હોય. ગાડીએ જોડવા માટે પોતે આપેલા ઘોડા પાછા ફરે તેની તે અધીરાઈના ટળવળાટથી વાટ જોવા લાગ્યો. પરંતુ દિવસ વીતી ગયો તોયે ગાડીવાન પાછો આવ્યો નહિ. આખરે રાત પડવા આવી ત્યારે ગાડીવાન નશાની મસ્ત હાલતમાં પાછો આવ્યો અને તેણે માઠા સમાચાર આપ્યા: "દૂન્યા તો આગલા પોસ્ટિંગ સ્ટેશનેથી હુસાર ભેગી ચાલી ગઈ છે."

બુઢ્ઢો આદમી પોતાની કમનસીબી બરદાસ્ત કરી શક્યો નહિ અને તે જ દિવસે પથારીમાં પટકાઈ ગયો—જુવાનીથી તરવરતો ધુતારો એક જ દિવસ પહેલાં જે પથારીમાં સૂતેલો એ જ પથારીની જોડે પોસ્ટમાસ્ટર જડાઈ ગયો. બધા સંજોગોનો ફરી વાર વિચાર કરી જોતાં પોસ્ટમાસ્ટરને સમજાઈ ગયું કે જુવાને માંદગીનો તો ઢોંગ જ કરેલો. બીચારા બુઢ્ઢા આદમીને સખત તાવ ચડી ગયો અને તેને ...શહેરમાં ખસેડવામાં આવ્યો. તેની જગ્યાએ થોડા વખત માટે બીજો પોસ્ટમાસ્ટર નીમવામાં આવ્યો. જે હકીમ હુસારના ઇલાજ માટે આવેલો તે જ હકીમ પોસ્ટમાસ્ટરનો ઇલાજ કરતો હતો. તેણે પોસ્ટમાસ્ટરને ખાતરીથી કહ્યું કે જુવાનની તબિયત સાવ સારી હતી અને તેની મેલી મુરાદ પોતે એ વખતે બરાબર કળી ગયો હતો પણ હુસારના ચાબુકની બીકે પોતે મૂંગો રહ્યો હતો. જર્મન હકીમ સાચું બોલતો હોય કે ફક્ત ચતુરાઈનો દેખાવ કરવા માગતો હોય પણ એથી બીચારા દુ:ખી દરદીને જરાય દિલાસો ન મળ્યો. પોસ્ટમાસ્ટર માંદગીમાંથી ઊભો થયો કે તરત જ તેણે ઉપરી અમલદારો પાસેથી બે મહિનાની રજા માગી અને પોતાના ઇરાદા વિશે કોઈને એક શબ્દ પણ કહ્યા વગર તે પગપાળો જ દીકરીની તલાશમાં નીકળી પડયો. રજિસ્ટરમાંથી તેને જાણવા મળ્યું કે કેપ્ટન મીન્સ્કી સ્મોલેન્સ્કથી પિટર્સબર્ગ ગયો હતો. ગાડીવાન પાસેથી તેને ખબર પડી કે દૂન્યા પોતાની મરજીથી જતી હોય એમ લાગતું હોવા છતાં તે આખે રસ્તે રડતી રહી હતી. પોસ્ટમાસ્ટરને થયું: "ઈશ્વર કરશે તો માર્ગ ભૂલેલી મારી બાળકીને હું પાછી ઘેર લઈ આવીશ." એવા ખ્યાલથી ઉત્સાહ અનુભવતો તે પિટર્સબર્ગ પહોંચ્યો અને ઇઝમાઈલોવ રેજિમેન્ટની બરાકોમાં એક બિનસનદી નિવૃત્ત અફસરને ઘેર ઊતર્યો. એ અફસર લશ્કરી નોકરીના

દિવસોમાં તેનો જોડીદાર હતો. દીકરીની તલાશનો આરંભ તેણે ત્યાંથી કર્યો. તેને તત્કાળ જાણવા મળ્યું કે કેપ્ટન મીન્સ્કી પિટર્સબર્ગમાં જ છે અને દેમુતોવ સરાઈમાં રહે છે. પોસ્ટમાસ્ટરે તેને મળવાનો નિર્ધાર કર્યો.

તે સવારમાં વહેલો હુસારને આગલે બારણે પહોંચી ગયો અને તેણે નોકરને વિનંતિ કરી કે એક વૃદ્ધ સિપાહી મળવા આવ્યો છે એવું કહેણ અંદર નામદારને પહોંચાડે. ચોકઠા ઉપર ગોઠવેલા ઘોડેસવારીના બૂટને પાલીસ કરતાં કરતાં નોકરે તેને કહ્યું કે માલિક સૂતા છે અને અગિયાર વાગ્યા પહેલાં કોઈને મળતા નથી. પોસ્ટમાસ્ટર ચાલ્યો ગયો અને નિયત વખત થયો ત્યારે પાછો આવ્યો. મીન્સ્કી પોતે તેને મળવા બહાર આવ્યો. તેણે ગાઉન પહેર્યું હતું અને માથે રાતી તુર્કી ટોપી પહેરી હતી.

તેણે પૂછ્યું: "બોલો ભાઈ, શું સેવા કરું?"

બુઢ્ઢા આદમીના દિલમાં લાગણીઓ ઉછાળા લેવા લાગી, તેની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં, અને તે કંપતા અવાજે માત્ર ગણગણી જ શક્યો:

"નામદાર! ખુદાને ખાતર, નામદાર..."

મીન્સ્કીએ તેની ઉપર વેગીલી નજર નાખી અને તેના ચહેરા ઉપર લોહી ધસી આવ્યું. તે પોસ્ટમાસ્ટરને હાથ પકડીને પોતાના અભ્યાસખંડમાં લઈ ગયો અને પછી તેણે બારણું અંદરથી વાસી દીધું.

વૃદ્ધ આદમી ફરી બોલ્યો: "નામદાર, જે ગયું તે તો સદાને માટે ગયું જ, પણ મારી ગરીબડી દૂન્યા મને પાછી આપો! તમે તો મઝા માણી લીધી—હવે તેની જિંદગી સાવ પાયમાલ ન કરી નાખો."

જુવાને કહ્યું: "જે બની ગયું છે તેને મિટાવી દેવાનો તો હવે કશો ઉપાય નથી." જુવાન સારી પેઠે લાગણીવશ થઈ ગયેલો લાગતો હતો. "મેં તમને અન્યાય કર્યો છે અને હું માફી માગવા તૈયાર છું. પણ દૂન્યાને રખડતી મૂકીને ભાગી જવાની નાલાયકી હું કરી શકું એવી ધારણા તમે ન કરશો. હું તમને વચન આપું છું કે તે સુખી થશે. તમે તેને લઈ જઈને શું કરશો? તે મને ચાહે છે અને અગાઉની હાલતથી તે હવે ટેવાયેલી નથી રહી. જે બની ગયું છે તેને તમારાથી કે તેનાથી કદી ભૂલી નહિ શકાય."

આટલું કહીને તેણે કશુંક પોસ્ટમાસ્ટરની બાંયમાં ભરાવી દીધું અને બારણું

ખોલી નાખ્યું. બુઢ્ઢા આદમીને સૂધ જ નહોતી કે શું થઈ રહ્યું છે અને તે બહાર રસ્તા ઉપર પહોંચી ગયો.

કેટલીય વાર સુધી તે સાવ શૂનમૂન ઊભો રહ્યો. આખરે તેને ભાન થયું કે પોતાની બાંયમાં કાગળના ડૂચા જેવું કંઈક ભરાયેલું છે. તેણે ડૂચો બહાર કાઢ્યો અને કાગળ સરખા કરીને જોયું તો પાંચ અને દસ રૂબલની ચોળાયેલી નોટો નજરે પડી. ફરી વાર તેની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં — આ વખતે આંસુ ખીજનાં હતાં. તેણે નોટોને હાથમાં ચોળીને ગોટા જેવી બનાવી નાખી અને જમીન ઉપર ફેંકી દઈને પગ વડે કચરી નાખી. પછી તે ચાલતો થયો... થોડેક દૂર જઈને તે એકદમ ઊભો રહી ગયો. તે થોડીક વાર વિચારમાં પડી ગયો અને... પાછો વળ્યો. પણ નોટો તો ઊપડી ગઈ હતી. સરસ વસ્ત્રોમાં સજ્જિત એક જુવાન આદમી તેને જોઈને દોડતો એક ઘોડાગાડી પાસે પહોંચી ગયો અને તેમાં બેસી જઈને તેણે જોરથી ગાડીવાનને હુકમ આપ્યો: "ચલાવ!" પોસ્ટમાસ્ટરે તેનો પીછો પકડવાની જરાય કોશિશ ન કરી. તેણે પોતાના પોસ્ટિંગ સ્ટેશને પાછા ફરવાનું નક્કી કર્યું પરંતુ તે પહેલાં તેને પોતાની ગરીબડી દૂન્યાને મળી લેવું હતું — ભલે એક જ વાર, પણ મળી લેવું હતું. એટલે બે દિવસ પછી તે વળી પાછો મીન્સ્કીના રહેઠાણે પહોંચી ગયો. પણ લશ્કરી ચાકરે તેને કરડાકીથી પરખાવી દીધું કે મારા માલિક કોઈને મળતા નથી, અને પછી ધક્કો મારીને તેને હૉલમાંથી બહાર કાઢીને ચાકરે બારણું ધડાક બંધ કરી દીધું. પોસ્ટમાસ્ટર થોડીક વાર બહાર ઊભો રહ્યો — અને પછી ચાલ્યો ગયો.

તે જ દિવસે સાંજે શહીદોના દેવળમાં પ્રાર્થના કર્યા પછી તે લિતેઇનાયા માર્ગે થઈને ચાલતો જતો હતો એટલામાં એક સરસ મજાની ઘોડાગાડી સડસડાટ તેની પાસેથી પસાર થઈ અને તેમાં બેઠેલા મીન્સ્કીને પોસ્ટમાસ્ટરે ઓળખી લીધો. ઘોડાગાડી ત્રણ માળના એક મકાન પાસે થંભીને બારણા સામે ખડી રહી. હુસાર ઠેકડો મારીને ગાડીમાંથી ઊતર્યો અને પરસાળ ઉપર ગયો. પોસ્ટમાસ્ટરના મનમાં એક સુખદ ખ્યાલ ઝબકી ગયો. તે પાછો વળીને ગાડી પાસે ગયો અને તેણે ગાડીવાનને પૂછ્યું:

"આ કોનો ઘોડો છે, ભાઈ? મીન્સ્કીનો તો નહિ?"

ગાડીવાને કહ્યું: "હા, એમનો જ છે. કેમ પૂછો છો?"

"વાત એમ છે કે તમારા માલિકે મને એક સંદેશો એમની દૂન્યાને પહોંચાડવા આપેલો પણ દૂન્યાનું ઠેકાણું જ હું ભૂલી ગયો છું."

"એ તો અહીંયાં જ રહે છે, પહેલે માળે. પણ ભાઈ, તમે સંદેશો લઈને બહુ મોડા આવ્યા છો. માલિક પોતે જ તેની પાસે પહોંચી ગયા છે."

પોસ્ટમાસ્ટરે દિલમાં અજબ ફફડાટ અનુભવતાં કહ્યું: "કંઈ વાંધો નહિ. ખબર બદલ તમારું અહેસાન માનું છું પણ મારે તો મારું વચન પાળવું જ પડે." એટલું કહીને તે પગથિયાં ચડી ગયો.

બારણું અંદરથી બંધ હતું. તેણે ઘંટડી વગાડી અને થોડીક પળો બેચેનીના ટળવળાટમાં વિતાવી. તાળામાં ચાવી ખખડી અને બારણું ઊઘડયું.

તેણે પૂછયું: "આવદોત્યા સામ્સોનોવ્ના અહીં જ રહે છે કે?"

જુવાન નોકરાણીએ જવાબ આપ્યો: "હા, શું કામ છે?"

પોસ્ટમાસ્ટર કંઈ જવાબ આપ્યા વગર હૉલમાં દાખલ થઈ ગયો.

નોકરાણી ઘાંટો પાડીને બોલી: "અંદર જવા દેવાનો હુકમ નથી. આવદોત્યા સામ્સોનોવ્નાની જોડે કોઈ છે."

પણ પોસ્ટમાસ્ટર પરવા કર્યા વગર આગળ વધતો રહ્યો. પહેલા બે ખંડમાં અંધારું હતું પણ ત્રીજા ખંડમાં અજવાળું દેખાયું. તે ખુલ્લા બારણા તરફ આગળ વધ્યો પણ પછી એકદમ થંભી ગયો. ભવ્ય સજાવટથી શોભતા ખંડમાં બેઠેલો મીન્સ્કી ઊંડા વિચારમાં ડૂબી ગયેલો હતો. છેલ્લામાં છેલ્લી ફેશનના વસ્ત્રાલંકારથી સુસજ્જિત દૂન્યા જાણે અંગ્રેજી ઢબે બન્ને પગ એક તરફ લટકાવીને ઘોડેસવારી કરતી હોય એવી રીતે મીન્સ્કીની ખુરશીના હાથાને ટેકે બેઠી હતી. તે વહાલભરી નજરે મીન્સ્કીને નીરખી રહી હતી અને હીરામાણેકના ચમકારા મારતી પોતાની આંગળીઓ મીન્સ્કીનાં કાળાં જુલફાંમાં પરોવી રહી હતી. બીચારો પોસ્ટમાસ્ટર! પોતાની પુત્રી તેને આટલી રૂપાળી ક્યારેય નહોતી લાગી. તે અનાયાસે પ્રશંસાની લાગણી અનુભવતો એક નજરે દીકરીને જોતો રહ્યો. દૂન્યાએ માથું ઊંચું કર્યા વગર જ મોટેથી સવાલ કર્યો: "કોણ છે?" પોસ્ટમાસ્ટર અવાક ઊભો રહ્યો. જવાબ ન મળ્યો એટલે દૂન્યાએ નજર ઊંચી કરી... અને તે ચીસ પાડતી ગાલીચા ઉપર ઢળી પડી. મીન્સ્કી ચોંકી જઈને તેને ઉઠાવી લેવા દોડયો પણ બારણે ઊભેલા બુઢ્ઢા પોસ્ટમાસ્ટર ઉપર નજર પડતાં તે દૂન્યાને રહેવા દઈને પોસ્ટમાસ્ટર તરફ ગયો.

ગુસ્સાના આવેશમાં તે ધ્રૂજી રહ્યો હતો અને દાંત કકડાવતો બોલ્યો: "આખર તારી મુરાદ શી છે? ચોરની જેમ મારી પાછળ કેમ પડયો છે? મારો જીવ લેવો છે કે શું? બહાર નીકળ!" પછી તેણે પોતાના જોરાવર હાથ વડે ડોસાના કોટનો કૉલર પકડીને તેને બહાર દાદરા ઉપર હડસેલી દીધો.

બુઢ્ઢો આદમી ઉતારે પાછો ચાલ્યો ગયો. તેના મિત્રે તેને ફરિયાદ કરવાની સલાહ આપી પણ પોસ્ટમાસ્ટરે થોડોક વિચાર કર્યો અને હાથ હલાવીને એ ખ્યાલને નકારી કાઢયો. તેણે નક્કી કર્યું કે હાલત જેવી છે એવી જ ભલે રહીં. બે દિવસ પછી તે પિટર્સબર્ગથી રવાના થઈ જઈને પાછો પોતાના પોસ્ટિંગ સ્ટેશને પહોંચી ગયો અને તેણે પોતાનું પહેલાંનું કામ પાછું સંભાળી લીધું.

કથની પૂરી કરતાં તેણે કહ્યું: "દૂન્યા વગર એકલો રહું છું તેને લગભગ ત્રણ વરસ થઈ ગયાં છે અને તે દરમિયાન તેનો એક શબ્દનોયે સંદેશો મને ક્યારેય મળ્યો નથી. ખુદાને જ ખબર હશે કે તે જીવતી છે કે મરી ગઈ છે. ગમે તે બની શકે. અકસ્માત્ આવી ચડતા કોઈ છેલછબીલાની લંપટતાનો ભોગ બની જતી, પહેલાં તેની રખાત તરીકે ગોંધાઈ રહેતી, અને પછી રખડતી મૂકી દેવામાં આવતી છોકરી દૂન્યા નથી પહેલી કે નથી છેલ્લી. પિટર્સબર્ગમાં તેના જેવી જુવાન મૂરખીઓ અનેક છે—આજે સાટીન અને મખમલનાં વસ્ત્રોનો ઠાઠમાઠ અને કાલે કંગાલો ભેગી ચોકચૌટા વાળતી નજરે પડે. દૂન્યા ત્યાં સબડતી હશે એવો ખ્યાલ ક્યારેક મારા મનમાં આવે છે ત્યારે મારા દિલને એવી પાપી કામના કરતું હું રોકી શકતો નથી કે તે કબરમાં દફનાઈને પડી હોત તો સારું હતું..."

મારા બુઢ્ઢા પોસ્ટમાસ્ટર દોસ્તની કથની એવી હતી. તેની કથનીમાં વારંવાર આંસુના અંતરાય પડયા હતા. આંખમાં ઊભરાઈ આવતાં આંસુને તે દ્મીત્રિયેવના ઉત્કૃષ્ટ કથાગીતના મહેનતુ તેરેન્તીચની[11] જેમ કોટની કિનાર વડે રમ્ય રીતે લૂછી નાખતો હતો. તેનાં આંસુ અમુક અંશે તો શરાબે ઉપજાવેલાં હતાં. કથનીના બયાન દરમિયાન તેણે શરાબના પાંચ ગ્લાસ પેટમાં પધરાવી દીધા હતા. પરંતુ તેનાં આંસુ મારા દિલને ઊંડો સ્પર્શ કરી ગયાં. તેની વિદાય લઈને નીકળ્યા પછી એ બુઢ્ઢા પોસ્ટમાસ્ટરના ખ્યાલોને મારા મનમાંથી દૂર કરવામાં અને કમનસીબ દૂન્યાના વિચારો કરતું મારા મનને રોકવામાં મને ઘણી વાર લાગી...

થોડા વખત પહેલાં ...ગામમાંથી નીકળતાં મને મારો બુઢ્ઢો દોસ્ત યાદ આવ્યો. મને જાણવા મળ્યું કે જે પોસ્ટિંગ સ્ટેશનની ઉપર તેનો અમલ હતો એ પોસ્ટિંગ સ્ટેશન હવે હયાત નહોતું. "વૃદ્ધ પોસ્ટમાસ્ટર જીવે છે કે નહિ?"—એવા મારા સવાલનો સંતોષકારક જવાબ મને કોઈ ન આપી શક્યું. મને પરિચિત ભાગોમાં જવાનું મન થયું અને ઘોડા ભાડે કરીને હું ...ગામે ગયો.

શરદના દિવસો હતા. આકાશ ભૂખરાં વાદળોથી ઘેરાયેલું હતું. અનાજનાં ખાલી ખેતરોમાંથી ઠંડો પવન ફૂંકાતો હતો અને વૃક્ષો ઉપરથી રાતાં અને પીળાં પાંદડાં પોતાની જોડે લઈ આવતો હતો. હું ગામમાં પહોંચ્યો ત્યારે સૂરજ ડૂબવાની તૈયારીમાં હતો. મેં ગાડી પોસ્ટમાસ્ટરના ઘર સામે થંભાવી. મજબૂત બાંધાની એક ઓરત પરસાળમાં (એક જમાનામાં બીચારી દૂન્યાએ મને જ્યાં ચુંબન આપેલું ત્યાં) આવી અને મારા સવાલોના જવાબમાં તેણે મને જણાવ્યું કે પોસ્ટમાસ્ટરને મરી ગયાને એક વરસ થઈ ગયું છે, ઘરનો નવો માલિક દારૂ ગાળવાનો ધંધો કરે છે અને પોતે તેની ઘરવાળી છે. વ્યર્થ મુસાફરી અને નકામા ખર્ચેલા સાત રૂબલનો મને અફસોસ થવા લાગ્યો.

મેં બાઈને પૂછ્યું: "શું રોગ હતો પોસ્ટમાસ્ટરને?"

તે બોલી: "દારૂ ઢીંચી ઢીંચીને જીવ ખોયો."

"એમને ક્યાં દફનાવ્યા છે?"

"ગામથી જરાક આગળ, વહુની જોડાજોડ."

"મને એમની કબર સુધી પહોંચાડે એવું કોઈ છે?"

"કેમ નહિ, જરૂર વળી. અરે વાન્કા! મીંદડીનો ખેધો મૂકી દે! આ ભાઈને કબ્રસ્તાને લઈ જા અને પોસ્ટમાસ્ટરની કબર દેખાડ."

એક ચીંથરેહાલ છોકરો દોડતો આવ્યો. તેને રાતા વાળ હતા અને તે કાણો હતો. તે મને ગામને છેડે લઈ ગયો.

રસ્તામાં મેં તેને પૂછ્યું: "તું પોસ્ટમાસ્ટરને ઓળખતો કે?"

"હા, ઓળખતો'તો! મને સીટી વગાડતાં એમણે જ શીખવેલું. દારૂના પીઠામાંથી બહાર નીકળે ત્યારે અમે સૌ છોકરાં એમની વાંસે દોડીને કહેતાં: 'કાકા! કાકા! થોડોક મેવો આપો ને!' તે અમને મેવો આપતા. રોજ અમારી જોડે રમતા."

"મુસાફરો તેમને વિશે ક્યારેય પૂછે છે ખરા?"

"હવે તો બહુ મુસાફરો આવતા નથી. કોઈ મુનસફ ક્યારેક નીકળે, અને તેના મનમાં મરેલા માણસોનો ખ્યાલ તો ક્યારેય આવે જ નહિ. પણ ઉનાળામાં એક બાનુ આવેલાં. એમણે ઘરડા પોસ્ટમાસ્ટર વિશે પૂછપરછ કરેલી અને કબર જોવા પણ ગયેલાં."

"કેવાં બાનુ?" મેં કુતૂહલથી પૂછ્યું.

"રૂપાળાં હતાં," છોકરો બોલ્યો. "છ ઘોડાની ગાડીમાં આવેલાં. ભેગાં ત્રણ છોકરાં, છોકરાંની આયા, અને એક કાળો કૂતરો લઈને આવ્યાં હતાં. અમે જ્યારે એમને કહ્યું કે પોસ્ટમાસ્ટર તો મરી ગયા છે ત્યારે એ રડવા લાગ્યાં અને એમણે છોકરાંને કહ્યું: 'થોડીક વાર અહીંયાં જ બેઠાં રહો, તોફાન કરશો નહિ, હું કબ્રસ્તાને જઈ આવું.' હું ભેગો જવા તૈયાર થઈ ગયો પણ બાનુએ કહ્યું: 'મને રસ્તાની ખબર છે.' એમણે મને ચાંદીનો પાંચ કોપેકનો સિક્કો આપ્યો. બહુ ભલાં બાનુ હતાં!.."

અમે કબ્રસ્તાને પહોંચ્યા. વાડ વગરનું કબ્રસ્તાન વેરાન સ્થળ હતું. તેમાં ઠેરઠેર ક્રૉસ ખોડેલા હતા અને ક્યાંય ઝારપાનનું નામનિશાન નહોતું. મારી આખી જિંદગીમાં એવું ગમગીન કબ્રસ્તાન મેં કદી નથી જોયું.

"આ રહી ઘરડા પોસ્ટમાસ્ટરની કબર," નાનકડો છોકરો બોલ્યો અને તે ઠેકડો મારીને રેતીના એક ટીંબા ઉપર ચડી ગયો. તેમાં પિત્તળની દેવમૂર્તિ જડેલો એક કાળો ક્રૉસ ખોડેલો હતો.

"બાનુ અહીંયાં આવેલાં?" મેં પૂછ્યું.

વાન્યાએ જવાબ આપ્યો: "હા, અહીંયાં જ આવેલાં. મેં આઘેથી એમને જોયેલાં. અહીંયાં પડી રહેલાં, ઘણી વાર સુધી પડી રહેલાં. પછી બાનુ ગામમાં ગયાં, પાદરીને મળ્યાં, પાદરીને એમણે થોડાક રૂબલ આપ્યા, અને ચાલ્યાં ગયાં. મને એમણે પાંચ કોપેકનો ચાંદીનો સિક્કો આપ્યો—બહુ સારાં બાનુ હતાં!"

મેં પણ નાનકડા છોકરાને પાંચ કોપેકનો સિક્કો આપ્યો અને મુસાફરીનો કે તેમાં ખર્ચેલા સાત રૂબલનો મને અફસોસ ન રહ્યો.



ગમે તેવાં વસ્ત્રોમાંયે તુ દીપે સોહામણી, દિલબર!

**બોગ્દાનોવિચ**[12]

ઈવાન પેત્રોવિચ બેરેસ્તોવની જાગીર અત્યંત દૂરના એક પ્રાંતમાં આવેલી હતી. ઈવાન પેત્રોવિચ જુવાનીમાં ગાર્ડ ટુકડીમાં જોડાયો અને ૧૭૯૭માં તેમાંથી છુટકારો મેળવીને પોતાની જાગીરમાં રહેવા ચાલ્યો ગયો. ત્યાર પછી તેણે મરતાં સુધી જાગીર ક્યારેય ન છોડી. તેણે એક ગરીબ ભદ્ર મહિલા જોડે લગ્ન કર્યું પણ તેની પત્ની તેની ગેરહાજરીમાં પ્રસૂતિ દરમિયાન મરણ પામી. એ વખતે તે થોડેક

દૂર શિકાર ખેલવા ગયો હતો. પોતાના દુઃખનું સાંત્વન તેણે થોડા વખતની અંદર મિલકતના બંદોબસ્તમાંથી મેળવી લીધું. તેણે પોતે જ ઘડેલી યોજનાઓ મુજબ ઘર બંધાવ્યું, જાગીરમાં કાપડનું કારખાનું લગાવ્યું, આવકમાં વધારો કર્યો, અને પોતાને તે આખા જિલ્લામાં સૌથી વધારે શાણો આદમી ગણવા લાગ્યો. તેની લાંબી મહેમાનગીરી માણવા પોતાના પરિવારો અને શિકારી કૂતરા લઈને તેને ત્યાં પહોંચી જતા તેના પાડોશીઓ તેની એ માન્યતાને કમજોર બનાવી દે એવું કંઈ જ ન કરતા. સાધારણ દિવસોએ તે મખમલનું જાકીટ પહેરતો અને રજાના દિવસે હાથવણાટના કાપડના ફ્રોકકોટમાં પોતાની કાયા સજાવતો. તે હિસાબકિતાબનું બધું કામ પોતે જ કરતો અને સેનેટની કામગીરીના અહેવાલો સિવાય બીજું કશું જ ન વાંચતો. બધી રીતે જોતાં તે સૌને સારી પેઠે ગમતો, જોકે તેને અભિમાની ગણવામાં આવતો. તેની જોડે બનતું ન હોય એવો ફક્ત એક જ માણસ હતો—તેનો સૌથી નજીકનો પાડોશી ગ્રિગોરી ઈવાનોવિચ મુરોમ્સ્કી. મુરોમ્સ્કી પુરાણી પ્રથાનો રશિયન અમીર હતો. પોતાની મિલકતનો મોટો હિસ્સો મોસ્કોમાં વેડફી નાખ્યા પછી અને વિધુર બન્યા પછી તે પોતાના ગામમાં રહેવા આવ્યો હતો. તેની મિલકતમાંથી ફક્ત એ ગામ જ બાકી રહ્યું હતું. ગામમાં આવીને તેણે ત્યાં પણ પોતાની દોલત વેડફવાનું ચાલુ રાખ્યું પરંતુ હવે પૈસા વેડફવાની રીત જુદી હતી. તેણે અંગ્રેજી ઢબનો બગીચો બનાવડાવ્યો અને પોતાનું લગભગ બધું ધન તેમાં ખરચી નાખ્યું. તેના ઘોડારિયા અંગ્રેજ જોકી જેવો પહેરવેશ પહેરતા. તેની પુત્રીની શિક્ષિકા અંગ્રેજ બાઈ હતી. પોતાની જમીનનું ખેડાણ તે અંગ્રેજી રીત મુજબ કરતો.

**પણ પરદેશી રીતો રશિયન અનાજને ફાવે નહિ,**

અને ખર્ચમાં સારી પેઠે ઘટાડો કરવા છતાં ગ્રિગોરી ઈવાનોવિચની હાલતમાં ફેર ન પડયો. નવાં કરજ ઊભાં કરવાની રીતો તેણે ગ્રામપ્રદેશમાં પણ ખોળી કાઢી. અને એ બધું છતાં તેને કાબેલ માણસ ગણવામાં આવતો. ગામમાં આવેલી સરકારી ધીરધાર કચેરીને હસ્તક પોતાની જાગીર ગીરવી મૂકનાર તે પહેલો જાગીરદાર હતો. એ જમાનામાં એવી કરામત અત્યંત અટપટી અને હિંમતભરી ગણાતી. તેની ટીકા કરનારાઓમાં સૌથી વધારે આકરો ટીકાકાર બેરેસ્તોવ હતો. બેરેસ્તોવનું

મુખ્ય લક્ષણ હતું નવી રીતો પ્રત્યે તેનો અણગમો. પોતાના પાડોશીની અંગ્રેજીઘેલછાનો ઉલ્લેખ તે શાંત રીતે કરી જ ન શકતો અને તેના વાંક કાઢતાં કદી ન થાકતો. મહેમાનોને જાગીર બતાવતી વેળા પોતાના બંદોબસ્તનાં વખાણ સાંભળીને તે ખંધા વ્યંગથી કહેતો: “હા, ભાઈ, અમે અમારું કામ પાડોશી ગ્રિગોરી ઇવાનોવિચની જેમ નથી કરતા. અંગ્રેજી રીતે પાયમાલ થઈ જવાનો અમારો ઇરાદો નથી. અમને તો રશિયન રીતે પેટપૂરતું ખાવાનું મળી જાય તો ખુદાની મહેરબાની!” પાડોશીઓનો ઉત્સાહ એવી અને બીજી ટકોરો ગ્રિગોરી ઇવાનોવિચને કાને પહોંચાડી દેતો, અને એ વાતની ખાતરી રાખવી કે કહી બતાવવામાં એ ટકોરો જરાય કમજોર ન બનતી. આપણા પત્રકારોની જેમ જ એ અંગ્રેજીઘેલો પણ ટીકા સહન નહોતો કરી શકતો. ગ્રામજીવનના પોતાના પાડોશી ખાણખોદિયાને તેણે રીંછ અને ગમાર જેવાં નામ આપ્યાં.

બેરેસ્તોવનો પુત્ર ઘેર આવ્યો ત્યારે બન્ને જાગીરદારો વચ્ચે એવા સંબંધો હતા. બેરેસ્તોવના પુત્રે ...યુનિવર્સિટીમાં કેળવણી લીધી હતી અને તેનો ઇરાદો લશ્કરમાં જોડાવાનો હતો પરંતુ તેનો પિતા તેને મંજૂરી નહોતો આપતો. એ જુવાન આદમી માનતો હતો કે સરકારી નોકરી પોતાને મુદ્દલ માફક નહિ આવે. પિતાપુત્રમાંથી કોઈ પોતાની મમત જતી કરવા તૈયાર નહોતું. જુવાનીથી તરવરતો અલેક્સેઇ તે દરમિયાન આઝાદ અમીરની જિંદગી માણતો હતો. અચાનક ગમે તેવી ઘટના માટે તૈયાર રહેવા તેણે મૂછો રાખવાનું શરૂ કર્યું હતું.

અલેક્સેઇ ખરેખર સરસ જુવાન હતો. તેની સુડોળ કાયાને લશ્કરી યુનિફોર્મમાં સજાવાનું સૌભાગ્ય કદી ન સાંપડે અને પાણીદાર ઘોડેસવાર તરીકે છાપ પાડવાને બદલે તેને પોતાની જુવાની સરકારી કાગળો ઉપર આંખો જડી રાખીને બરબાદ કરી દેવી પડે તો એ ચોક્કસ અફસોસની વાત ગણાય. પાડોશીઓ જ્યારે તેને શિકારમાં કોઈ પણ જાતની આડખીલીની પરવા કર્યા વગર સૌથી મોખરે ઘોડો દોડાવતો જોતા ત્યારે સૌ સંમત થઈ જતા કે તે સફળ સરકારી અમલદાર કદી નહિ બની શકે. આસપાસની તરુણ બાનુઓ તેની ઉપર જિજ્ઞાસાથી ભરેલી નજરો નાખતી અને એ જિજ્ઞાસા ઘણી વાર પ્રશંસાની લાગણીમાં વિકસી જતી. પરંતુ અલેક્સેઇ તેમની ઉપર બહુ ઓછું ધ્યાન આપતો. તરુણીઓ માની લેતી કે તેની ઉદાસીનતાનું કારણ કોઈ પ્રણયકિસ્સો હશે. એવા ખ્યાલની સાબિતી રૂપે એક

કાગળ એક હાથમાંથી બીજા હાથમાં ફેરવવામાં આવતો રહેતો. એ કાગળમાં તેના એક પત્રના સરનામાની નકલ લખવામાં આવી હતી. સરનામું હતું: અકુલીના પેત્રોવ્ના કુરોચકિના, મોસ્કો, સેંટ અલેક્સીસના મઠની સામે, કંસારા સાવેલ્યેવને ઘેર — વિનંતિ કરવામાં આવે છે કે આ પત્ર અ. ન. ર. ને પહોંચાડવાની મહેરબાની કરશો.

મારા જે વાચકો ગ્રામપ્રદેશમાં કદી રહ્યા નહિ હોય તેમને મુદ્દલ ખ્યાલ નહિ આવે કે ગ્રામપ્રદેશની એ તરુણ બાનુઓ કેવી રસીલી હોય છે. સફરજનના બગીચાના છાંયડામાં ખુલ્લી તાજી હવા માણતી ઊછરેલી એ તરુણીઓએ જીવન અને સમાજ સંબંધી બધું જ્ઞાન પુસ્તકોમાંથી મેળવેલું હોય છે. આપણી લાડકી રમણીઓને અજ્ઞાત ભાવોર્મિઓ અને અભીપ્સાઓ એ તરુણીઓમાં એકાંત, આઝાદી, અને વાચનના પરિણામે વહેલી વિકસિત થઈ જાય છે. ગ્રામપ્રદેશની એ છબીલીઓને ઘંટડીઓના રણકારમાં સાહસના સૂર સંભળાય છે, પાસેના શહેરમાં જવાનો પ્રસંગ તેમને માટે અનેરી ઘટના બની જાય છે, અને પાછા ફરતા મુલાકાતીઓ તેમનાં મનમાં દીર્ઘજીવી તથા ક્યારેક જીવનભરની યાદો છોડી જાય છે. એ તરુણ બાનુઓની અમુક લાક્ષણિક વિચિત્રતાઓ પ્રત્યે હસવાનો હક બેશક કોઈ પણ માણસને છે જ, પરંતુ ઉપરછલ્લું નિરીક્ષણ કરનારા માણસો હાંસી ઉડાવે તેથી એ તરુણીઓના અસલી ગુણો નષ્ટ ન જ થઈ જાય. તેમાંનો મુખ્ય ગુણ છે ચારિત્રની વિશિષ્ટતા — ઝાં-પૉલ (જર્મન લેખક)ના કહેવા મુજબ જેના વગર કોઈ પણ ઈન્સાન મહાન કદી ન જ બની શકે એ આગવું વ્યક્તિત્વ. એ વાત સાચી કે મોટાં પાટનગરોમાં સ્ત્રીઓને બહેતર કેળવણી મળે છે. પરંતુ સમાજની રીતો સૌને સમકક્ષ બનાવી દેતો પોતાનો પ્રભાવ તેમનાં ચારિત્રો ઉપર થોડા વખતમાં જ પાડે છે અને સ્ત્રીઓનાં માનસોને માથે ઓઢવાનાં વસ્ત્રો જેવાં એકસરખાં બનાવી દે છે. આ શબ્દો ફેંસલો આપી દેવાના કે ટીકા કરવાના રૂપમાં નથી કહેવામાં આવ્યા પરંતુ તેમ છતાંયે એક પુરાણા લેખકે કહ્યું છે તે મુજબ ખ્યાલ તો કાયમ રહે જ છે.

આપણી તરુણ બાનુઓનાં મન ઉપર અલેક્સેઈ કેવી છાપ ચોક્કસ પાડે જ તેની કલ્પના કરવી આસાન છે. તેમના સંપર્કમાં આવેલો ગમગીન અને પોતાના ભ્રમોનું ખંડન અનુભવી ચૂકેલો પહેલો ઈન્સાન તે જ હતો, તેમને ખોવાઈ ગયેલા આનંદોલ્લાસની અને હતાશ યૌવનની વાતો સંભળાવનાર પહેલો ઈન્સાન તે જ હતો,

અને એ સર્વની પરાકાષ્ઠા રૂપે તે ખોપરીનું પ્રતીક જડેલી કાળી વીંટી પહેરતો. આ બધું ગ્રામપ્રદેશમાં સાવ નવું હતું. બધી તરુણીઓ તેના સંબંધમાં ઉન્માદ અનુભવતી.

પરંતુ તેને વિશેના વિચારો અંગ્રેજીઘેલાની પુત્રી લીઝા (અથવા તેનો પિતા તેને હંમેશાં કહેતો તેમ બેત્સી) જેટલા બીજી કોઈ તરુણીના મનમાં નહોતા ઘોળાતા રહેતા. પિતાઓ એકબીજાને ઘેર જતા નહિ એટલે તેણે અલેક્સેઈને હજુ જોયો નહોતો, પણ આખા વિસ્તારની બધી તરુણીઓને કેવળ અલેક્સેઈની વાતો કરવા સિવાય બીજું કંઈ સૂઝતું જ નહિ. લીઝા સત્તર વરસની હતી. ઑલિવ જેવી ત્વચા ધરાવતો તેનો આકર્ષક ચહેરો બે કાળી આંખો વડે દીપી ઊઠતો. એકમાત્ર સંતાન હોવાને કારણે તે બેશક મોઢે ચડેલી અને લાડકવાઈ દીકરી હતી. તેની ચંચળતા અને તેનાં અવિરત ટીખળો તેના પિતાને ખુશ કરી દેતાં પણ તેની શિક્ષિકા મિસ જેક્સન પરેશાન થઈ જતી. મિસ જેક્સન અક્કડ કાયા ધરાવતી ચાળીસ વરસની અવિવાહિતા સ્ત્રી હતી. તે ગાલે પાવડર ચોપડતી અને ભમ્મરે રંગ લગાડતી, દર છ મહિને 'પમેલા'નું આદિથી અંત સુધી વાચન કરતી, એ સર્વ બદલ તેને વરસના બે હજાર રૂબલ મળતા, અને રશિયાની આ જંગલી ભૂમિમાં તે કંટાળાથી લગભગ મરવા જેવી થઈ જતી.

લીઝાને નાસ્ત્યા નામે એક દાસી હતી. નાસ્ત્યા લીઝા કરતાં જરાક મોટી હતી પણ પોતાની જુવાન માલિકણ જેટલી જ ચંચળ હતી. લીઝાને નાસ્ત્યા બહુ ગમતી અને પોતાની બધી ખાનગી વાતો તે દાસીને જણાવતી તથા પોતાનાં ટીખળોની તૈયારીમાં દાસીની મદદ લેતી. ટૂંકમાં, પ્રિલૂચિનો ગામમાં નાસ્ત્યા ફ્રેંચ કરુણાંતિકાઓના અનેક રહસ્યમિત્રો કરતાં ઘણી વધારે મહત્ત્વની વ્યક્તિ હતી.

સવારે લીઝાને વસ્ત્ર પરિધાન કરાવતી વેળા નાસ્ત્યાએ પૂછ્યું: "મારે આજે કોઈને ત્યાં જવું છે, જઉં કે?"

"જરૂર જા! ક્યાં જવું છે?"

"તુગીલોવો, બેરેસ્તોવ પરિવારને ઘેર. આજે તેમના રસોઈયાની વહુના નામસંસ્કારની જયંતી છે. તે કાલે આવીને અમને જમવાનું આમંત્રણ આપી ગઈ છે."

"એમ કે!" લીઝા બોલી. "માલિકોને એકબીજાની જોડે બનતું નથી પણ નોકરચાકરો એકબીજાની મિજબાનીઓ માણે છે!"

"માલિકોના આપસના લડાઈઝઘડા જોડે અમને કંઈ લાગેવળગે નહિ." નાસ્ત્યાએ વળતો જવાબ આપ્યો. "વળી હું તો તમારી ચાકરી કરું છું, તમારા બાપુની નહિ. તમારી અને જુવાન બેરેસ્તોવની વચ્ચે પણ હજી ઝઘડો નથી થયો એટલે મોટેરા જ ભલે માંહોમાંહે લડી લેતા!"

"નાસ્ત્યા, કોશિશ કરીને અલેક્સેઇ બેરેસ્તોવની ઉપર એક નજર નાખી લેજે અને પાછી આવે ત્યારે મને જણાવજે કે સાચેસાચ એ કેવો દેખાય છે અને કેવો માણસ છે."

નાસ્ત્યાએ વચન આપ્યું અને લીઝા આખો દિવસ દાસીના પાછા ફરવાની અધીરાઈથી વાટ જોતી રહી. નાસ્ત્યા સાંજે પાછી આવી.

ખંડમાં દાખલ થતાં જ તેણે કહ્યું: "જુવાન બેરેસ્તોવને હું જોઈ આવી છું, લીઝાવેતા ગ્રિગોર્યેવ્ના, મેં તેને સરખી રીતે નીરખી લીધો છે. અમે આખો દિવસ ભેગાં જ હતાં."

"શું? મને વાત કર, પહેલેથી છેલ્લે સુધી માંડીને બધી વાત કર!"

"સાંભળો. અમે સૌ ત્યાં પહોંચ્યાં — હું, આનીસ્યા યેગોરોવ્ના, નેનિલા, દૂન્યા..."

"એ બધું તો ઠીક, પણ પછી?"

"છેક શરૂઆતથી જ આખી વાત સાંભળો. અમે સૌ બરાબર જમવાના વખતે ત્યાં પહોંચ્યાં. આખો ઓરડો માણસોથી ભરાઈ ગયો હતો. કોલબિન અને ઝાખાર્યેવ પરિવારના નોકરચાકરો હતા, કારસાજની વહુ અને દીકરી હતાં, ખ્લુપિન પરિવારના નોકરચાકરો હતા..."

"બેરેસ્તોવની વાત કર!"

"એક મિનિટ ધીરજ રાખો. તો અમે સૌ જમવા બેઠાં. કારસાજની વહુ મિજબાનની વહુની પાસે બેઠી. તેની બાજુમાં હું બેઠી... છોકરીઓએ મોં મચકોડયાં, પણ મને તેમની શી પરવા છે?.."

"ઓહ, નાસ્ત્યા! ક્યારેય ખૂટે નહિ એવી તારી વિગતોથી તું કેટલો બધો કંટાળો ચડાવે છે!"

"અને તમે કેટલાં અધીરાં છો! વારુ, અમે જમીને ઊઠયાં... જમણ ત્રણ કલાક ચાલ્યું, ખૂબ સરસ હતું — ભાતભાતની લહેજતદાર વાનગીઓ હતી...

ખેર, જમી લીધું એટલે અમે સૌ ઊઠીને સંતાકૂકડી રમવા બગીચામાં ગયાં અને જુવાન માલિક ત્યાં આવી પહોંચ્યો."

"એમ! કહેવાય છે તે સાચું કે એ બહુ રૂપાળો છે?"

"સાચે જ બહુ રૂપાળો છે, ખરેખર સુંદર. પાતળી કાયા, ઊંચું કદ, રાતા રાતા ગાલ..."

"ખરેખર! અને મને ખાતરી લાગતી હતી કે તેનો વાન ફિક્કો હશે. પછી? તને કેવો લાગ્યો—ગમગીન, ઉદાસ?"

"જરાય નહિ! એના જેવો ઘેલો માણસ મેં મારી જિંદગીમાં ક્યારેય નથી જોયો. તેને અમારી જોડે સંતાકૂકડી રમવાની ધૂન ચડી."

"એ તમારી જોડે સંતાકૂકડી રમે! હોય નહિ!"

"પણ રમ્યો ને! અને વધારામાં—અમારામાંથી કોઈને પકડી પાડે ત્યારે ચૂમી ભરી લેતો."

"ઓહ, નાસ્ત્યા. તેં આ બધું જોડી કાઢ્યું લાગે છે!"

"મુદ્દલ નહિ! હું એનાથી માંડ માંડ છટકી શકી. એ તો આખો દિવસ અમારી ભેગો જ રહ્યો."

"પણ સૌ તો કહે છે કે એ પ્રેમમાં પડેલો છે અને કોઈની સામે આંખ ઊંચી કરીને જોતો જ નથી."

"એ ભલે જે હોય તે, પણ તેણે મારી સામે તો ચોક્કસ જોયેલું જ, અને કારસાજની દીકરી તાન્યા સામે પણ જોયેલું. કોલબિનની પાશાનેય એણે ન છોડી—સાચું પૂછો તો અમારામાંથી એકેયને એણે બાકી ન રહેવા દીધી, લંફગો ક્યાંનો!"

"અજબ વાત છે! વારુ, ઘરના નોકરચાકરોમાં તેને વિશે શું કહેવાય છે?"

"એ લોકોનું કહેવું છે કે બહુ સજ્જન માણસ છે, હંમેશાં ભલમનસાઈ બતાવે છે અને આનંદી મિજાજમાં હોય છે. તેનામાં ફક્ત એક જ ખરાબી છે—તેને છોકરીઓની પાછળ પડવાનો બહુ શોખ છે. પણ એમાં તો ખાસ હાનિ જેવું મને કાંઈ નથી લાગતું—ધીરે ધીરે એ ટેવ છૂટી જશે."

"એને મળવાનું મને કેટલું મન છે!" લીઝાએ નિસાસો નાખ્યો.

"અરે, એ તો સાવ સહેલી વાત છે. તુગીલોવો અહીંથી ઝાઝું આઘું નથી—ફક્ત બે માઈલ. ફરતા ફરતા એ તરફ નીકળી જાઓ અથવા ઘોડેસવારી કરતા

ત્યાં પહોંચી જાઓ. એ તમને ક્યાંક ભટકાઈ જ જવાનો. દરરોજ બંદૂક લઈને સવારમાં વહેલો બહાર જાય છે."

"ના, એમ તો ન જ કરાય. એ કદાચ એમ જ માની લે કે હું એની પાછળ પાછળ ભટકું છું. વળી તેના અને મારા બાપુજીને બનતું નથી એટલે મારાથી ગમે એમ કરીને એની જોડે ઓળખાણ ન કરાય... પણ, નાસ્ત્યા! સાંભળ મારી વાત! હું ખેડૂતની છોકરીનો લેબાસ પહેરીને નીકળું!"

"વાહ! જરૂર એમ જ કરો! હાથવણાટનું બ્લાઉઝ અને ખેડૂત બાઈ જેવાં બીજાં કપડાં પહેરીને હિંમતથી તુગીલોવો પહોંચી જાઓ. હું તમને ખાતરી આપું છું કે બેરેસ્તોવની નજર તમને નહિ જ ચૂકે!"

"અને હું ગામડાના લોકોની જેમ જ વાત કરીશ. અરે નાસ્ત્યા, પ્યારી પ્યારી નાસ્ત્યા! કેવો મજાનો ખ્યાલ!" પોતાની મનોરંજક તરકીબને અમલમાં મૂકવાનો પાકો ઈરાદો ઘડીને લીઝા સૂઈ ગઈ. બીજે દિવસે તેણે પોતાની તરકીબને અમલમાં મૂકવાની તૈયારી શરૂ કરી દીધી. તેણે બજારમાંથી જાડું હાથવણાટનું તથા નીલી છપાઈનું કાપડ અને બટન વગેરે ચીજો મંગાવી. નાસ્ત્યાની મદદ લઈને તેણે બ્લાઉઝ તથા બીજાં કપડાં વેતર્યાં અને બધી નોકરડીઓને સીવવાના કામમાં લગાવી દીધી. સાંજ સુધીમાં બધું તૈયાર થઈ ગયું. લીઝાએ નવાં કપડાં પહેરી જોયાં અને આઈનામાં જોતાં તેનાથી કબૂલ કર્યા વગર રહેવાયું નહિ કે ખુદ પોતાની જ નજરમાં પોતે આટલી રૂપાળી પહેલાં ક્યારેય નહોતી લાગી. પોતાને ભજવવાની ભૂમિકાનો મહાવરો કરી લેવા માટે તે માથું નીચે નમાવીને આમતેમ ચાલી, માટીના રમકડાની બિલાડીનું ખાંચામાં ગોઠવેલું માથું જેવી રીતે એક તરફથી બીજી તરફ હલે એવી રીતે તેણે પોતાનું માથું આમથી તેમ અને તેમથી આમ ઉછાળ્યું, સ્થાનિક બોલીમાં વાત કરી, અને હસતી વખતે મોં બાંયથી ઢાંકી દીધું. દરેક બાબતમાં તેને નાસ્ત્યાની પૂરી બહાલી મળી. ફક્ત એક જ મુશ્કેલી ઊભી થઈ. તેણે આંગણમાં ઉઘાડે પગે ચાલવાની કોશિશ કરી ત્યારે ખડનાં મૂળિયાં અને ઢેફાંથી તેની કોમળ પાનીઓમાં ખૂબ ઈજા થઈ અને કંકરપથ્થર તેના પગમાં બેહદ વાગ્યા. એ બાબતમાં પણ નાસ્ત્યાએ તેને મદદ કરી. નાસ્ત્યાએ લીઝાના પગનું માપ લીધું અને ભરવાડ ત્રોફીમને ગોતવા દોડતી ખેતરમાં ગઈ. ત્રોફીમને ગોતી કાઢીને તેણે લીઝા માટે વાણનાં પગરખાં બનાવી આપવાનો હુકમ આપ્યો. બીજે દિવસે લીઝા મળસકું

થતાં પહેલાં જ ઊઠી ગઈ. એ વખતે આખું ઘર હજી નીંદરમાં પડ્યું હતું. નાસ્ત્યા દરવાજે જઈને ભરવાડ નીકળે તેની વાટ જોતી ઊભી રહી. ભૂંગળું વાગ્યું અને ગામનાં ધણ વાંકાંચૂકાં ચાલતાં જાગીરદારના મકાન પાસેથી નીકળ્યાં. મકાન પાસેથી નીકળતાં ત્રોફીમે નાનકડા ચળકતા રંગીન સ્લીપરની એક જોડી નાસ્ત્યાના હાથમાં મૂકી અને તેના બદલામાં નાસ્ત્યાએ તેને પચાસ કોપેક આપ્યા. લીઝાએ જરાય અવાજ કર્યા વગર ખેડૂતની છોકરી જેવાં કપડાં પહેરી લીધાં અને નાસ્ત્યાને હળવે અવાજે મિસ જેક્સન વિશે સૂચનાઓ આપી. પછી તે પાછલી પરસાળને રસ્તે ઘરમાંથી બહાર નીકળી ગઈ અને દોડતી રસોડાના વાડામાં થઈને ખુલ્લાં ખેતરોમાં પહોંચી ગઈ.

પૂર્વ દિશામાં પ્રાગડના દોરા ફૂટી રહ્યા હતા અને આકાશમાં તેજ ફેલાવી રહ્યા હતા. ઝારના આગમનની વાટ જોતા હજૂરિયા કતારબંધ ખડા રહી જાય એવી રીતે વાદળો સૂર્યની સવારીની અપેક્ષામાં સોનેરી હરોળોમાં ગોઠવાઈ ગયાં હોય એમ લાગતું હતું. પારદર્શક આસમાન, સવારની તાજગી, ઝાકળ, હવાની લહેરીઓ, અને પંખીઓના કલરવે લીઝાના દિલને બાળક જેવા ઉલ્લાસથી ભરી દીધું. કોઈ ઓળખીતું મળી જાય એવી બીકને લીધે તે જાણે ચાલતી નહિ પણ ઊડતી જઈ રહી હતી. તે જ્યારે પિતાની મિલકતની સીમાઓ અંકિત કરતી ઝાડી પાસે પહોંચી ત્યારે જ તેણે પોતાનો વેગ ધીમો કર્યો. તેને અલેક્સેઈની વાટ ત્યાં જ જોવાની હતી. તેનું દિલ ખૂબ જોરથી ધડકવા લાગ્યું — તેનું કારણ તે ન જ બતાવી શકી હોત, પણ જુવાનીનાં આપણાં સાહસોના સંગાથમાં પેદા થતા દિલના વેગીલા ધબકારા જ એવાં સાહસોનું મુખ્ય આકર્ષણ બની રહેતા હોય છે. લીઝા ઝાડીમાં દાખલ થઈ. ત્યાં આછો ઉજાસ હતો. ઝાડીની અંદરથી ઊઠતા હળવા અવાજો તેના કાને પડ્યા અને તેનો ઉલ્લાસ એકદમ મંદ પડી ગયો. ધીરે ધીરે તે પરમ સુખદાયી વિચારતંદ્રામાં ડૂબી ગઈ. તેને થયું... પરંતુ વસંતના દિવસોમાં સવારે પાંચ અને છની વચ્ચેના સમયે સત્તર વરસની કોઈ તરુણી ઝાડીમાં ઊભી ઊભી કેવા વિચાર કરતી હશે એ ચોકસાઈપૂર્વક કોણ કહી શકે? બન્ને તરફ ઊંચાં ઊંચાં વૃક્ષોની કતારો ધરાવતી કેડી ઉપર તે વિચારોમાં ડૂબેલી જઈ રહી હતી એટલામાં એક દેખાવડો કૂતરો દોડતો તેની તરફ ધસી આવ્યો. લીઝા ગભરાઈ જઈને ચીસ પાડી ઊઠી. લગભગ એ જ વખતે કોઈનો અવાજ સંભળાયો: "રહેવા દે, સ્બોગાર,

અહીં આવ!" એક યુવાન શિકારી છોડવા પાછળથી આગળ આવ્યો અને તેણે લીઝાને સંબોધીને કહ્યું :

"ગભરાતી નહિ, રમણી! મારો કૂતરો કરડતો નથી."

ગભરાઈ જઈને પાછી સાવ સ્વસ્થ થઈ ગયેલી લીઝાએ એકદમ સંજોગોનો લાભ ઉઠાવી લીધો અને બીક તથા લજ્જાના મિશ્રણ જેવા ભાવનો ઢોંગ કરીને તે બોલી :

"પણ મને તો બીક લાગે છે, હજૂર! જુઓ તો ખરા, કેવો વિકરાળ કૂતરો છે! વળી પાછો મારી ઉપર ધસી આવશે ક્યાંક!"

અલેક્સેઈ (અજનવી કોણ છે એ વાચકને સમજાઈ ગયું હશે) એકધારી નજરે ખેડૂતકન્યાને તાકી રહ્યો. પછી તેણે કહ્યું :

"તને બીક લાગતી હોય તો હું તારી ભેગો આવું. તારી જોડે ચાલવા દેશે?"

લીઝાએ તડાક વળતો જવાબ આપ્યો : "કોણ રોકે છે તમને? રસ્તો વાપરવાની સૌને છૂટ છે."

"તારું ગામ કયું?"

"પ્રિલૂચિનો. લુહાર વસીલીની દીકરી છું. મશરૂમ વીણવા આવી છું." (લીઝાએ હાથમાં પકડેલી ઝાડની છાલની ટોપલી હલાવી.) "અને તમે કોણ છો, હજૂર? તુગીલોવોના છો?"

અલેક્સેઈએ જવાબ આપ્યો : "સાવ સાચું. હું જુવાન માલિકનો હજૂરિયો છું." અલેક્સેઈ પરિચય સમાન સપાટીએ કેળવવા માગતો હતો. પણ લીઝા તેની સામે જોઈને હસી પડી અને બોલી :

"ના, ના, તમે મને નહિ ભોળવી શકો! હું જોઈ શકું છું કે તમે માલિક પોતે જ છો."

"શા ઉપરથી એમ કહે છે?"

"તમને લગતી દરેક બાબત ઉપરથી."

"પણ તોયે કહે તો ખરી!"

"જાણે કેમ માલિક અને નોકર વચ્ચેનો તફાવત દેખાતો જ ન હોય! તમારાં વસ્ત્રો જુદી જાતનાં છે, તમારી વાત કરવાની રીત જુદી છે, અને તમે કૂતરાને પણ અમારાથી જુદી રીતે બોલાવો છો."

લીઝાની મોહિની અલેક્સેઈની ઉપર વધારે ને વધારે અસર કરતી ગઈ. ગામડાંની રૂપાળી છોકરીઓ જોડે શિષ્ટાચારની પરવા કર્યા વગર છૂટ લેવાને ટેવાઈ ગયેલો હોઈને તેણે પોતાનો હાથ લીઝાની કમ્મર ફરતો વીંટાળવાની કોશિશ કરી. પણ લીઝા એકદમ પાછળ ખસી ગઈ અને તેણે મોં પર એવા ટાઢા હિમ જેવા અને કરડા ભાવ ધારણ કરી લીધા કે અલેક્સેઈને રમૂજ પડી પણ વધારે છૂટ લેવાનો વિચાર તેણે માંડી વાળ્યો.

લીઝા અકડાઈથી બોલી: "આપને ભવિષ્યમાં મારી જોડે દોસ્તી રાખવી હોય તો વર્તન કેવું કરવું તે કદી ભૂલશો નહિ."

અલેક્સેઈએ ખડખડાટ હસતાં પૂછ્યું: "આવી રીતે વાત કરતાં તને કોણે શીખવ્યું? તારી તરુણ બાનુની દાસી છે તે મારી દોસ્ત નાસ્તેન્કાએ તો નથી શીખવ્યું ને? હવે સમજાયું કે કેળવણી કેવી રીતે ફેલાય છે!"

લીઝાને લાગ્યું કે પોતાના વેશથી પોતે ભિન્ન રીતે બોલી રહી છે અને એટલે તેણે ઝટ પાછી પોતે ધારણ કરેલી ભૂમિકા ભજવવી શરૂ કરી દીધી.

તેણે કહ્યું: "તો તમે શું એમ ધારો છો કે મોટી હવેલીએ હું ક્યારેય જતી જ નહિ હોઉં? ત્યાં મને ભાતભાતની વાતો જોવા અને સાંભળવા મળે છે, સમજ્યા? પણ અહીં ઊભી રહીને તમારી જોડે વાતો કરતી રહીશ તો મારાથી ઝાઝાં મશરૂમ નહિ વિણાય. તમે તમારે રસ્તે જાઓ, હજૂર, અને હું મારે રસ્તે જાઉં છું. આવજો!.."

લીઝા જવા માટે ફરી. અલેક્સેઈએ તેનો હાથ પકડી લીધો અને તેને રોકી રાખી.

"તારું નામ શું છે, રમણી?"

અલેક્સેઈના હાથમાંથી પોતાની આંગળીઓ છોડાવવાની કોશિશ કરતાં કરતાં લીઝાએ જવાબ આપ્યો: "અકુલીના. મને જવા દો, હજૂર—મારે ઘેર પાછા જવાનો વખત થઈ ગયો છે."

"વારુ, દોસ્ત અકુલીના, તારા પિતા લુહાર વસીલીને હું જરૂર જઈને મળીશ."

લીઝા એકદમ બોલી ઊઠી: "શું? ખુદાને ખાતર એમ કરશો નહિ! ઘરમાં ખબર પડી જાય કે હું ઝાડીમાં સાવ એકલી કોઈ અમીર આદમી જોડે વાતો કરતી રહું છું તો મારું આવી જ બને. મારા બાપુ વસીલી લુહાર મારાં હાડકાં ખોખરાં કરી નાખે."

"પણ મારે તને ફરી વાર મળવું જ છે."

"હું અહીંયાં મશરૂમ વીણવા આવતી રહું છું."

"ફરી ક્યારે આવીશ?"

"ખબર નથી—કદાચ કાલે!"

"પ્યારી અકુલીના, હિંમત પડતી હોત તો હું તને ચૂમી ભરી લેત. કાલે જ આવજે, આ જ વખતે—ચોક્કસ!

"સારું."

"નિરાશ તો નહિ કરે ને?"

"ના, નહિ કરું."

"સોગન ખાઈને કહે કે નિરાશ નહિ કરે!"

"હું પવિત્ર ક્રૉસના સોગન ખાઈને કહું છે કે ચોક્કસ આવીશ."

જુવાન દિલો છૂટાં પડ્યાં. લીઝા ઝાડીમાંથી બહાર નીકળીને ખેતર પાર કરતી બગીચામાં દાખલ થઈ ગઈ અને ધસારાબંધ દોડતી કઠારામાં પહોંચી ગઈ. ત્યાં નાસ્ત્યા તેની વાટ જોતી હતી. પોતાની દિલોજાન સખીના અધીરાઈભર્યા સવાલોના અન્યમનસ્ક ભાવે જવાબ આપતાં આપતાં લીઝાએ ખેડૂતકન્યાનાં કપડાં ઉતારીને પાછાં પોતાનાં કપડાં પહેરી લીધાં. પછી તે ઉતાવળી ઉતાવળી દીવાનખાંડમાં ગઈ. ટેબલ ઉપર નાસ્તો પીરસાઈ ગયો હતો અને સવારમાં એટલા વહેલા વખતે પણ પાવડર લગાવીને તથા કમ્મરે પટ્ટો બાંધીને તૈયાર થઈ ગયેલી મિસ જેક્સન રોટીના નાના નાના કકડા કાપી રહી હતી. લીઝાના પિતાએ સવારમાં વહેલી ફરવા જવા બદલ લીઝાનાં વખાણ કર્યાં અને કહ્યું: "મળસકું થતાં જ ઊઠી જવા જેવું તંદુરસ્તીબક્ષ બીજું કંઈ નથી હોતું." પછી તેણે અંગ્રેજી સામયિકોમાંથી ભેગા કરેલા દીર્ઘાયુના કેટલાય દાખલા ટાંકીને જણાવ્યું કે એકસો વર્ષ કરતાં લાંબું આયુષ્ય ભોગવનારા બધા માણસો વોદકા ક્યારેય નહોતા પીતા અને ઉનાળામાં તેમ જ શિયાળામાં મળસકું થતાં જ ઊઠી જતા. તેની વાતો લીઝાએ ભાગ્યે જ સાંભળી હશે. લીઝાએ મનમાં સવારની મુલાકાતના બધા સંજોગો ફરી વાર યાદ કરી જોયા તથા અકુલીના અને જુવાન શિકારી વચ્ચેની આખી વાતચીત ફરી યાદ કરી. તેના મનમાં સંદેહ પેદા થવા લાગ્યા. તેણે વ્યર્થ પોતાના મનને ખાતરી આપી કે એ વાતચીતમાં સદાચરણની મર્યાદાઓનો ક્યાંય ભંગ થયો નથી અને પોતાના ટીખળનું કશું અજુગતું પરિણામ આવવાનો મુદ્દલ સંભવ નથી—પરંતુ તેના અંતરાત્માનો

અવાજ દલીલો કરતાં વધારે જોરદાર હતો. તેની બેચેનીનું મુખ્ય કારણ તેણે આપેલું બીજે દિવસે મળવાનું વચન હતું. તે પોતાનું સોગનપૂર્વક આપેલું વચન તોડવાની અણિ સુધી પહોંચી ગઈ. પરંતુ એમ કરે તો અલેક્સેઇ તેની વ્યર્થ વાટ જોઈને પછી લુહારની દીકરી અકુલીનાને ગોતવા કદાચ ગામમાં જાય, અને શીતળાનાં ચાઠાંવાળો ચહેરો ધરાવતી ગોળમટોળ સાચી અકુલીનાને જોતાં જ લીઝાએ પોતાની ઉપર અજમાવેલી ચાલાકી સમજી જાય. એવો ખ્યાલ આવતાં તેના દિલમાં ધ્રાસકો પડી ગયો અને બીજે દિવસે અકુલીનાનો વેશ ધારણ કરીને ઝાડીમાં જવાનું તેણે નક્કી કરી લીધું.

અલેક્સેઇનો હર્ષોન્માદ નિર્ભેળ હતો. આખો દિવસ તેના મનમાં પોતાની નવપરિચિત તરુણીના જ વિચારો ઘોળાતા રહ્યા અને રાત પડી ત્યારે તેને સ્વપ્નમાં ઘેરા વાને સોહતી સુંદરીનાં દૃશ્યો સતાવતાં રહ્યાં. તે વહેલો ઊઠી ગયો અને લગભગ પરોઢ થતાં પહેલાં જ કપડાં પહેરીને તૈયાર થઈ ગયો. બંદૂકમાં કારતૂસ ભરવા રોકાયા વગર તે પોતાના વફાદાર કૂતરા સ્બોગારને લઈને વચનની મુલાકાતના સ્થળે જવા ઉતાવળો રવાના થઈ ગયો. તેને અસહ્ય લાગતી અપેક્ષામાં લગભગ અરધો કલાક વીતી ગયો. આખરે તેની નજર છોડવાઓમાં સરકતા નીલા કપડા ઉપર પડી અને તે પોતાની પ્યારી અકુલીનાને મળવા ધસી ગયો. તેની હર્ષાવેશથી ઊભરાતી અહેસાનની લાગણીના જવાબમાં લીઝાએ મોં મલકાવ્યું પરંતુ લીઝાના વદન ઉપર અંકિત વિષાદ અને ચિંતાની નિશાનીઓ તેણે એકદમ પારખી લીધી અને તેનું કારણ પૂછ્યું. લીઝાએ પોતાના મનની વાત જણાવી દેતાં કહ્યું કે મારું વર્તન મને અનુચિત લાગે છે, મને પસ્તાવો થાય છે, વચનનો ભંગ કરવા હું તૈયાર નહોતી એટલે આવી છું, પણ આ આપણી આખરી મુલાકાત છે. તેણે અલેક્સેઇને આજીજી કરી કે બેઉને માટે જેનું કશું જ શુભ પરિણામ આવે એમ નથી એવા પરિચયને ખતમ કરી નાખો. બેશક એ બધું તેણે ગામઠી બોલીમાં કહ્યું પરંતુ ગામડાની સાદી છોકરીની બાબતમાં અસાધારણ લાગતા એવા વિચારો અને ભાવો જોઈને અલેક્સેઇ વિસ્મિત થઈ ગયો. અકુલીનાના નિર્ધારને પલટાવી નાખવા તેણે પોતાની સમગ્ર વાક્છટા અજમાવી, પોતાના ઇરાદાઓની નિર્દોષતા વિશે તેણે ખાતરી આપી, પશ્ચાત્તાપનાં કશાં જ કારણ પોતે કદી નહિ આપે એવા તેણે સોગન લીધા, અને ફક્ત એકાંતરે અથવા અઠવાડિયામાં બે દિવસ એકાંત મિલનના આનંદથી પોતાને

વંચિત ન કરવાની તેણે આજીજી કરી. તેણે સાચી ઊર્મિની ભાષાનો પ્રયોગ કર્યો અને એ ઘડીએ સાચેસાચ એવી લાગણી અનુભવી કે પોતે પ્રેમમાં છે. લીઝાએ કંઈ પણ બોલ્યા વગર તેની વાત સાંભળી લીધી.

અલેક્સેઈએ વાત પૂરી કરી એટલે લીઝાએ કહ્યું: "મને વચન આપો કે તમે ગામમાં મારી તલાશ કદી નહિ કરો અથવા મારે વિશે કશી પૂછપરછ નહિ કરો. મને વચન આપો કે જે મુલાકાતો હું ગોઠવું તે સિવાય મને મળવાની કોશિશ તમે ક્યારેય નહિ કરો."

અલેક્સેઈ પવિત્ર ક્રોસના સોગન ખાઈને વચન આપવા જતો હતો પણ લીઝાએ તેને અટકાવ્યો અને સ્મિત કરતાં કહ્યું: "તમે સોગન ખાઓ એવી માગણી હું નથી કરતી. મારે માટે તમારું વચન જ પૂરતું છે."

પછી તેઓ જોડાજોડ વનમાં ફરતાં ફરતાં વાતચીત કરવા લાગ્યાં. આખરે વાતચીતનો અંત આણતાં લીઝા બોલી: "મારે જવાનો વખત થઈ ગયો." બન્ને છૂટાં પડયાં. એકલો પડતાં અલેક્સેઈ સમજી જ ન શક્યો કે ગામડાની એક સાદી છોકરી કેવળ બે જ મુલાકાતમાં પોતાની ઉપર આવો અચૂક પ્રભાવ કેવી રીતે જમાવી શકી. તેને માટે અકુલીના જોડેના સંબંધોમાં નવીનતાનું આકર્ષણ હતું અને અજબ ખેડૂતકન્યાનાં ફરમાનો પોતાને આકરાં લાગ્યાં હોવા છતાં પોતાના વચનનો ભંગ કરવાનો ખ્યાલ સરખોયે તેના મનમાં ક્યારેય ઊઠયો નહિ. સાચું પૂછો તો અમંગળ સંકેત કરતી વીંટી, રહસ્યમય પત્રવ્યવહાર, અને ભ્રમખંડનના અનુભવના ડોળ છતાં અલેક્સેઈ સહૃદય અને ઊર્મિલ યુવક જ હતો, તેનું દિલ સાફ હતું અને અત્યંત નિર્દોષ ખુશીઓ માણવાની શક્તિ ધરાવતું હતું.

મારે મારા સિવાય બીજા કોઈને ખુશ કરવાના ન હોત તો બન્ને તરુણ વ્યક્તિઓની છૂપી મુલાકાતો, તેમની સદા વૃદ્ધિ પામતી જતી પરસ્પર પ્રીતિ અને નિષ્ઠા, તેમનાં કૃત્યો, અને તેમની વાતોનું વિગતવાર બયાન મેં શરૂ કરી દીધું હોત. પરંતુ હું જાણું છું કે મારા વાચકોનો મોટો ભાગ મારી એવી મોજમાં ભાગીદાર નહિ બને. એવી વિગતો અચૂક રીતે નીરસ હોય છે એટલે હું તેને છોડી દઈને કેવળ એટલો જ ઉલ્લેખ કરું છું કે બે મહિનાની અંદર અલેક્સેઈ ઊંડા પ્રેમમાં પડી ગયો, અને લીઝા હાવભાવ ઓછા કરતી પણ લગભગ અલેક્સેઈ જેટલી જ

પ્રેમમાં પડી ગઈ હતી. બન્ને વર્તમાન જિંદગીમાં મસ્ત બની ગયાં હતાં અને ભવિષ્યનો બહુ ઓછો વિચાર કરતાં.

અતૂટ બંધનો વડે બંધાઈ જવાનો ખ્યાલ બન્નેનાં મનમાં વારંવાર આવતો પરંતુ એકબીજા સમક્ષ તેનો ઉલ્લેખ તેઓ કદી ન કરતાં. તેનું કારણ ગોતવા બહુ દૂર જવું પડે એમ નથી—પોતાની પ્યારી અકુલીનાને અલેક્સેઇ ખૂબ ચાહતો હતો પરંતુ પોતાની અને એક ગરીબ ખેડૂતકન્યાની વચ્ચેના અંતરને તે સારી રીતે સમજતો હતો. બન્નેના પિતાઓ વચ્ચેની અદાવત વિશે લીઝા જાણતી હતી અને તેમની વચ્ચે સુમેળ સધાઈ જાય એવી આશા રાખવાની હિંમત જ તે નહોતી કરી શકતી. વળી તુગીલોવોનો વારસદાર પ્રિલૂચિનોના લુહારની દીકરીના પગમાં અંતે ઢળી પડશે એવી છાની રોમાન્ટિક આશા ગુપ્ત રીતે તેની અભિમાનવૃત્તિને તાન ચડાવી રહી હતી. પરંતુ એટલામાં એક મહત્ત્વની ઘટનાએ એકબીજાની નજરમાં તેમની સ્થિતિમાં પરિવર્તનની સંભાવના ઊભી કરી.

એક દિવસે શીતળ મજાની સવારે (આપણી રશિયન શરદઋતુમાં વારંવાર આવતી હોય છે એવી સવારે) ઇવાન પેત્રોવિચ બેરેસ્તોવ ઘોડેસવારી કરવા નીકળ્યો. કદાચ શિકારની શક્યતા ઊભી થાય એવા ખ્યાલે તેણે પાંચ કે છ શિકારી કૂતરાને અને પોતાના ચાકર તથા હાકોટા પાડવા થોડાક ખેતગુલામ છોકરાને ભેગા લઈ લીધા. બરાબર એ જ વખતે સરસ હવામાનથી લલચાઈને ગ્રિગોરી ઇવાનોવિચ મુરોમ્સ્કીએ પોતાની ઘોડી સાબદી કરાવી અને તેની ઉપર સવાર થઈને તે પોતાની અંગ્રેજી ઢબની જાગીરમાં ફરવા લાગ્યો. તે ઝાડી પાસે પહોંચ્યો ત્યાં તેની નજર પોતાના પાડોશી ઉપર પડી. પાડોશી પોતાના ઘોડા ઉપર અભિમાનપૂર્વક ટટ્ટાર બેઠો હતો, તેણે લોંકડીની રુવાંટીદાર ખાલની પટ્ટીઓ લગાવેલો કોટ પહેર્યો હતો, અને સસલાનો પીછો કરતા છોકરાઓના હાકોટા સાંભળીને સસલું ઝાડીમાંથી બહાર નીકળે તેની તે વાટ જોઈ રહ્યો હતો. ગ્રિગોરી ઇવાનોવિચને પાડોશી જોડે આવી રીતે ટકરાઈ જવાનો જરા સરખોયે ખ્યાલ અગાઉથી આવ્યો હોત તો તે ચોક્કસ બીજી દિશામાં વળી ગયો હોત, પણ તે સાવ અણધાર્યો જ બેરેસ્તોવને ભટકાઈ પડ્યો અને હવે તેની અને બેરેસ્તોવની વચ્ચે ફક્ત ગોળીબારના અંતર જેટલું જ અંતર હતું. કશો જ ઉપાય રહ્યો નહિ. પગથી માથા સુધી સંસ્કારી અને શિષ્ટ યુરોપિયન મુરોમ્સ્કી ઘોડી ચલાવતો પોતાના દુશ્મનની પાસે ગયો અને તેણે વિનયથી બેરેસ્તોવનું અભિવાદન

કર્યું. જંજીરોમાં જકડાયેલું રીંછ પોતાના માલિકના ફરમાનનો અમલ કરીને જેવી રીતે સજ્જનોને સલામ કરે એટલા મિલનસાર ભાવે બેરેસ્તોવે અભિવાદનનો જવાબ આપ્યો. બરાબર એ જ વખતે સસલું ઝાડીમાંથી બહાર કૂદી આવ્યું અને ખુલ્લા ખેતરમાં દોડી ગયું. બેરેસ્તોવ અને તેનો ચાકર ગળું ફાટી જાય એટલા જોરથી હાકોટા પાડવા લાગ્યા. તેમણે કૂતરા છૂટા મૂકી દીધા અને ઘોડાને પૂરપાટ સસલાની પાછળ વહેતા મૂક્યા. મુરોમ્સ્કીની ઘોડીનો શિકાર માટે કદી ઉપયોગ નહોતો કરવામાં આવ્યો એટલે તે ભડકી જઈને ભાગી. પોતાને કાબેલ ઘોડેસવાર ગણાવતા મુરોમ્સ્કીએ તેને મરજી પડે એમ જવા દીધી અને અણગમતી મુલાકાતથી પોતાને છુટકારો અપાવનાર અકસ્માત વિશે તેણે મનમાં છાની ખુશી અનુભવી. પરંતુ છેલ્લી ઘડી સુધી તેની ઘોડીની નજરે ન પડેલા નાળાને કાંઠે પહોંચતાં ઘોડી અચાનક ઊછળી અને મુરોમ્સ્કી પલાણ ઉપર ટકી ન શકતાં નીચે ફેંકાઈ ગયો. ઠારથી સખત થઈ ગયેલી જમીન ઉપર પટકાઈને તે ત્યાં જ પડી રહ્યો અને તેણે પોતાની પૂંછકટી ઘોડી ઉપર શાપ વરસાવ્યા. પોતે સવાર વગરની થઈ ગઈ છે તેનું ભાન થતાં ઘોડીની સાન જાણે ઠેકાણે આવી ગઈ હોય તેમ તે એકદમ ઊભી રહી ગઈ. ઇવાન પેત્રોવિચ ઘોડો દોડાવતો આવી પહોંચ્યો અને પૂછવા લાગ્યો: "બહુ વાગ્યું તો નથી ને?" દરમિયાનમાં તેનો ચાકર ગુનેગાર ઘોડીને લઈ આવ્યો અને તેને લગામ વડે પકડીને ઊભો રહ્યો. તેણે મુરોમ્સ્કીને ઘોડી ઉપર સવાર થવામાં મદદ કરી અને બેરેસ્તોવે મુરોમ્સ્કીને પોતાને ત્યાં આવવાનું આમંત્રણ આપ્યું. મુરોમ્સ્કીને આમંત્રણ સ્વીકારી લેવું પડ્યું. એ રીતે બેરેસ્તોવ વિજયી બનીને પાછો ફર્યો. તેણે એક સસલું પકડી લીધું હતું અને તે પોતાના દુશ્મનને જખમી તથા લગભગ જંગકેદીની દશામાં પોતાને ત્યાં લઈ આવ્યો હતો.

પાડોશીઓએ નાસ્તો કરતાં કરતાં પૂરા દોસ્તીભાવે વાતો કરી. મુરોમ્સ્કીએ નિખાલસ ભાવે જણાવ્યું કે પોતે ખાધેલી પછડાટે પોતાને ઘોડીની સવારી કરવાની હાલતમાં રહેવા દીધો નથી, અને તેણે બેરેસ્તોવને ગાડીની વ્યવસ્થા કરવાની વિનંતિ કરી. બેરેસ્તોવ દરવાજા સુધી તેને વળાવવા ગયો. બીજે જ દિવસે અલેક્સેઇ ઇવાનોવિચને લઈને પોતાને ત્યાં જમવા આવવાનું વચન બેરેસ્તોવ પાસેથી મળ્યું ત્યાર પછી જ મુરોમ્સ્કી રવાના થયો. એટલે એવું થયું કે ઊંડાં મૂળિયાં ઘાલી ચૂકેલી

પુરાણી અદાવતનો અંત આવવાની શક્યતા એક પૂંછકટી ઘોડીના બીકણપણાને પરિણામે પેદા થઈ.

લીઝા દોડતી ગ્રિગોરી ઈવાનોવિચની સામે આવી અને આશ્ચર્યથી બોલી ઊઠી: "શું થયું, બાપુ? તમે લંગડા કેમ ચાલો છો? ઘોડી ક્યાં છે? આ ગાડી કોની છે?"

અંગ્રેજી ઢબે સંબોધન કરવાના શોખીન ગ્રિગોરી ઈવાનોવિચે જવાબ આપ્યો: "તને કદી કલ્પના પણ નહિ આવે, મારી વહાલુડી!" તેણે આખી ઘટના લીઝાને કહી સંભળાવી. લીઝાને પોતાના કાન ઉપર વિશ્વાસ ન બેઠો. લીઝાને વિસ્મયની હાલતમાંથી સ્વસ્થ થવાનો વખત આપ્યા વગર જ ગ્રિગોરી ઈવાનોવિચે તેને જણાવ્યું કે બેરેસ્તોવ પિતા અને પુત્ર બન્ને કાલે બપોરે જમવા આવશે.

લીઝાનો ચહેરો ફિક્કો પડી ગયો અને તેના મોંમાંથી આશ્ચર્યના ઉદ્‌ગાર નીકળી પડ્યા: "શું? બેરેસ્તોવ પિતાપુત્ર? કાલે જમવા આવશે! તમને મરજી પડે એમ કરો, બાપુ, પણ હું તો કોઈ કાળે હાજર નહિ જ રહું."

પિતાને વિસ્મય થયું અને તે બોલ્યો: "ગાંડી થઈ ગઈ છો કે શું? અચાનક આટલી બધી શરમાળ ક્યાંથી થઈ ગઈ? કે પછી નવલકથાની નાયિકાની જેમ તારા દિલમાં પેઢીઉતાર ધિક્કાર ઊભરાઈ આવ્યો છે? એવી બેવકૂફી હું નહિ ચલાવી લઉં..."

"ના, બાપુ, ગમે તેમ કરો તોયે, ગમે તેમ થાય તોપણ, બેરેસ્તોવ પરિવારના માણસો સમક્ષ હું કોઈ કાળે નહિ જ આવું!"

ગ્રિગોરી ઈવાનોવિચ સારી રીતે જાણતો હતો કે દીકરીનો વિરોધ કરવાથી કંઈ જ લાભ થાય એમ નથી, એટલે તેણે ખભા ઉલાળીને દલીલ પડતી મૂકી અને તે પોતાની યાદગાર ઘોડેસવારી પછી આરામ કરવા ચાલ્યો ગયો.

લીઝાવેતા ગ્રિગોર્યેવ્ના પોતાના ખંડમાં ગઈ અને તેણે નાસ્ત્યાને બોલાવી. આગલે દિવસે આવનારા મહેમાનો વિશે બન્ને સખીઓએ લાંબી ચર્ચાવિચારણા કરી સુસંસ્કારી તરુણીને જોઈને તેને પોતાની અકુલીના તરીકે ઓળખી જતાં અલેક્સેઈ મનમાં શું ધારશે? લીઝાનું વર્તન, તેના સિદ્ધાંતો, અને તેની સમજબૂજ વિશે અલેક્સેઈના મનમાં કેવો ખ્યાલ બંધાશે? સાથે સાથે લીઝા એ જોવા અત્યંત ઉત્સુક હતી કે એવી અણધારી મુલાકાત અલેક્સેઈની ઉપર કેવી છાપ પાડે છે... એકાએક લીઝાના મનમાં એક સરસ વિચાર ઝબકી ગયો. તેણે પોતાનો વિચાર

તત્કાળ નાસ્ત્યાને જણાવ્યો. બન્ને સખીઓ ખુશ થઈ ગઈ અને એ વિચારને કોઈ પણ ભોગે અમલમાં મૂકવા તત્પર બની ગઈ.

બીજે દિવસે સવારે નાસ્તો કરતી વેળા ગ્રિગોરી ઈવાનોવિચે લીઝાને પૂછ્યું કે બેરેસ્તોવ પિતાપુત્રથી છુપાઈ રહેવાનો તારો ઈરાદો હજી કાયમ છે કે?

લીઝાએ જવાબ આપ્યો: "તમારું મન છે તો હું તેમને મળીશ, બાપુ. પણ એક શરત છે. તેમની સમક્ષ હું ગમે તે વેશમાં આવું કે ગમે તે કરું તોપણ તમારે મને ઠપકો ન આપવો અને વિસ્મય કે અસંતોષનો જરા સરખોયે અણસારો ન કરવો."

ગ્રિગોરી ઈવાનોવિચ હસતાં હસતાં બોલ્યો: "વળી પાછી ટીખળે ચડી લાગે છે! વારુ, મંજૂર છે. તને મરજી પડે એમ કર, મારી શ્યામાક્ષી ઘેલી!"

એટલું કહીને તેણે લીઝાની ભમ્મર ઉપર બચી ભરી અને લીઝા દોડતી તૈયારીઓ કરવા ચાલી ગઈ.

બરાબર બે વાગ્યા એટલે છ ઘોડા જોડેલી એક ઘરબનાવટની ગાડી ચળકતા લીલા ઘાસથી છવાયેલી ગોળ જગ્યા ફરતે સરકતી આવીને બારણા પાસે ઊભી રહી. મુરોમ્સ્કીના નોકરો યુનિફૉર્મમાં સજ્જ થઈને ઊભા હતા. તેમાંથી બે નોકરોની સહાય વડે વડીલ બેરેસ્તોવ ગાડીમાંથી ઊતરીને પરસાળનાં પગથિયાં ચડ્યો. તેની પાછળ પાછળ તેનો પુત્ર ઘોડેસવારી કરતો આવી પહોંચ્યો અને પિતાપુત્ર બન્ને ભોજનખંડમાં ગયા. ત્યાં ભોજનની બધી તૈયારીઓ થઈ ગઈ હતી. મુરોમ્સ્કીએ અત્યંત ભાવથી મહેમાનોનું સ્વાગત કર્યું અને ભોજન પહેલાં પોતાનો બગીચો અને પોતાની અશ્વશાળાઓ જોવા તેમને આમંત્રીને સાફસૂથરા રેતીમાર્ગો ઉપરથી તેમને નિરીક્ષણ માટે લઈ ગયો. એવા નકામા તરંગો ખાતર વખત અને મહેનતની બરબાદીને વડીલ બેરેસ્તોવે મનમાં વખોડી કાઢી પણ વિનયવિવેકનો ખ્યાલ રાખીને તે ચુપ રહ્યો. તેનો પુત્ર નહોતો મિતવ્યયી જાગીરદારની નાપસંદગીનો સહભાગી કે નહોતો આત્મસંતોષી અંગ્રેજીઘેલાના ઉત્સાહનો સહભાગી. તે તો મિજબાનની પુત્રી આવે તેની અધીરાઈથી વાટ જોઈ રહ્યો હતો. તેણે એ તરુણી વિશે ઘણી વાતો સાંભળી હતી અને આપણે જાણીએ છીએ તેમ તેની લાગણીઓ બંધનમાં બંધાઈ ચૂકેલી હોવા છતાં કોઈ સુંદર તરુણી તેની કલ્પનાને સતેજ કર્યા વગર રહે તેમ નહોતી.

ત્રણેય જણ પાછા આવીને દીવાનખંડમાં બેઠા. બન્ને વડીલો વીતેલા દિવસોની

યાદ તાજી કરવા લાગ્યા અને એકબીજાને લશ્કરી જિંદગીની કહાણીઓ સંભળાવવા લાગ્યા. અલેક્સેઈ વિચારમાં ડૂબી ગયો કે લીઝાની હાજરીમાં પોતે કેવું વર્તન કરવું જોઈએ. તેણે નક્કી કર્યું કે લાગણીરહિત અભિમાનનો ભાવ સૌથી વધારે ઉચિત ગણાશે, અને તે મુજબની તૈયારી તેણે કરી લીધી. બારણું ઊઘડયું. પાકામાં પાકી નખરાંબાજ લલનાના દિલને ધડકતું કરી દેવાની ગણતરીએ ઉદાસીનતા અને ઘેરા તુચ્છકારના ભાવ ધારણ કરીને તેણે માથું ફેરવ્યું. તેના કમનસીબે લીઝા નહિ પણ મિસ જેક્સન અંદર આવી. તેણે પાવડર અને સુંદર વસ્ત્રોની ટાપટીપ કરી હતી. અંદર આવીને તેણે વિનયનો શિષ્ટાચાર કર્યો. અલેક્સેઈનો ભવ્ય લશ્કરી વ્યૂહ સાવ એળે ગયો. તેને સ્વસ્થ થવાનો વખત માંડ મળ્યો હશે એટલામાં બારણું ફરી વાર ઊઘડયું અને આ વખતે લીઝા અંદર આવી. સૌ ઊભા થઈ ગયા. પિતા મહેમાનોનો પરિચય કરાવવા જતો હતો પણ એકદમ અટકી ગયો અને તેણે હોઠ કરડયા... લીઝા, તેની ઘેરા રૂપવતી લીઝા, કાન સુધી પાવડર લગાવીને અને મિસ જેક્સનનો મુકાબલો કરે એવો વેશ સજીને આવી હતી. તેણે ધારણ કરેલી પોતાના કેશ કરતાં ઘણી વધારે ઊજળી બનાવટી લટોમાં લુઈ ચૌદમાની વિગ જેવાં ગૂંચળાં વળેલાં હતાં. મૂઢમતિ ઢબની તેની બાંયો માદામ પોમ્પાદોરના વસ્ત્રચોકઠાની જેમ આગળ ધસી આવતી હતી. તેણે એવી રીતે લેસ લગાવેલી હતી કે તેની કમ્મર અંગ્રેજી અક્ષર x જેવી દેખાતી હતી. તેની માતાનાં હીરામાણેકનાં આભૂષણોમાંથી ગીરવી ન મુકાઈ ગયેલાં આભૂષણો તેની આંગળીઓ ઉપર, તેના ગળામાં, અને તેના કાન ઉપર ઝગારા મારી રહ્યાં હતાં. એવી ભપકાદાર પણ હાસ્યજનક ઓરતના રૂપમાં પોતાની અકુલીનાને ઓળખી લેવાનું અલેક્સેઈ માટે શક્ય નહોતું. તેનો પિતા લીઝાના હાથને ચૂમવા ઊભો થયો અને અલેક્સેઈને અનિચ્છાએ અનુસરવું પડયું. તેના હોઠ પાતળી આંગળીઓને સ્પર્શ્યા ત્યારે તેણે એ આંગળીઓમાં આછી કંપારી ઊઠતી જોઈ હોય એમ તેને લાગ્યું. એ જ વખતે તેની નજર નાનકડા પગ ઉપર પડી. સ્પષ્ટ હતું કે વધારે પડતી નખરાળી મોજડીનું પ્રદર્શન કરવા માટે જ પગ આગળ ધરવામાં આવ્યો હતો. એથી બાકીના વસ્ત્રાલંકાર વિશે તેનું મન અમુક અંશે સમાધાન પામ્યું. પાવડર અને રંગની બાબતમાં કહેવું જ પડે કે શરૂઆતમાં પાવડર અને રંગ ભોળા દિલના અલેક્સેઈના ધ્યાનમાં આવ્યા જ નહિ અને આગળ જતાં પણ તેના મનમાં એ વિશે કોઈ સંદેહ જાગ્યા નહિ. ગ્રિગોરી ઈવાનોવિચે

પોતાનું વચન યાદ રાખીને જરા સરખું પણ વિસ્મય જાહેર ન થવા દેવાની કોશિશ કરી પણ દીકરીની આવી ધૂનથી તેને ભારે રમૂજ ઊપજી અને તે હસવું માંડ માંડ ખાળી શક્યો. પરંતુ ચોખલી અંગ્રેજ ઓરતની નજરમાં આ કંઈ હસવાની બાબત નહોતી. તે તરત જ સમજી ગઈ કે પાવડર અને રંગ પોતાના જ ડ્રેસિંગ ટેબલ ઉપરથી તફડાવવામાં આવ્યા છે. ખીજે ભરાતાં તેના ચહેરા ઉપર તરી આવેલી લાલાશ તેના ગાલની કૃત્રિમ ફીકાશ નીચેથી વરતાઈ આવી. અટકચાળી તરુણી ઉપર તેણે રોષના આવેશથી ભરેલી નજરો નાખી પણ લીઝાએ ખુલાસા ભવિષ્ય ઉપર મોકૂફ રાખીને એ નજરો ધ્યાનમાં જ ન આવી હોય એવો ઢોંગ કર્યો.

સૌ જમવા બેઠાં. અલેક્સેઈએ અન્યમનસ્ક અને ઉદાસ ઇન્સાનની ભૂમિકા જારી રાખી. લીઝા દંભી રીતે હસતી અને દાંત વચ્ચેથી બેસૂરો અવાજ કાઢીને બોલતી—વળી તે પણ ફ્રેંચ ભાષામાં જ. તેનો પિતા તેની તરફ નજર નાખતો રહ્યો. પુત્રીના હેતુથી તે અજાણ હતો પણ આ બધું તેને અત્યંત રમૂજી લાગતું હતું. અંગ્રેજ ઓરતના મનમાં અવાક રોષ ઉછાળા મારી રહ્યો હતો. ફક્ત એક જ માણસ સ્વસ્થ હતો—ઈવાન પેત્રોવિચ. તેણે બે આદમી જેટલું ખાધું અને રોજના જેટલો શરાબ ચડાવ્યો. તે પોતે વિનોદ કરીને પોતે જ હસતો અને વધતા જતા દોસ્તીભાવે વાતો કર્યે રાખતો.

આખરે જમવાના ટેબલ પાસેથી ઊઠવાનો વખત થયો. મહેમાનો વિદાય લઈને ઘેર ગયા અને ગ્રિગોરી ઈવાનોવિચને હસવાનો તેમ જ સવાલો પૂછવાનો મોકો મળ્યો. તેણે લીઝાને પૂછ્યું:

"એ લોકોને આવી રીતે બેવકૂફ બનાવવાનો ખ્યાલ તારા મનમાં ક્યાંથી આવ્યો? અને સાંભળ, પાવડર તને સરસ માફક આવે છે! બાનુના શૃંગારનાં રહસ્યો મને ન સમજાય પણ તારી જગ્યાએ હું હોઉં તો પાવડરનો ઉપયોગ શરૂ કરી દઉં. બેશક, વધારે પડતો નહિ—જરાક."

પોતાની તરકીબની સફળતાથી લીઝા ઉમંગમાં આવી ગઈ. પિતાને ગળે હાથ વીંટાળીને તેણે સલાહ વિશે વિચાર કરવાનું વચન આપ્યું અને પછી તે ક્રોધાયમાન મિસ જેક્સનને મનાવીને ખુશ કરવા દોડી ગઈ. તેણે મિસ જેક્સનને ખંડનું બારણું ઉઘાડવા અને પોતાના ખુલાસા સાંભળવા માંડ માંડ સમજાવી. લીઝાએ તેને કહ્યું કે મારો ઘેરો વાન લઈને અજાણ્યા માણસો સમક્ષ જવામાં મને શરમ આવતી હતી,

તમને પૂછવાની મને હિંમત પડી નહિ, મને ખાતરી હતી કે પ્યારાં ભલાં મિસ જેક્સન મને જરૂર માફ કરી દેશે... વગેરે વગેરે. મિસ જેક્સનને જયારે ખાતરી થઈ ગઈ કે લીઝાનો ઇરાદો પોતાની ઠેકડી કરવાનો નહોતો ત્યારે તેનો ગુસ્સો શાંત થઈ ગયો અને તેણે લીઝાને બચી ભરીને સુમેળની નિશાની તરીકે અંગ્રેજી સફેદ પાવડરની એક શીશી ભેટ આપી. ભેટનો સ્વીકાર કરતાં લીઝાએ પૂર્ણ રૂપે હાર્દિક આભારની લાગણી વ્યક્ત કરી.

વાચક સહેલાઈથી ધારણા કરી લેશે કે બીજે દિવસે છૂપી મુલાકાતની જગ્યાએ પહોંચી જવાનું લીઝા ચૂકી નહિ.

અલેક્સેઇને મળતાં જ તે બોલી: "ગઈકાલે તમે અમારા અમીર પરિવારને ત્યાં ગયેલા. અમારી તરુણ બાનુ વિશે તમારા મનમાં કેવો ખ્યાલ બંધાયો?"

અલેક્સેઇએ જવાબ આપ્યો કે મારું ખાસ ધ્યાન પડયું નહોતું.

"કેવા અફસોસની વાત!" લીઝા બોલી ઊઠી.

અલેક્સેઇએ પૂછ્યું: "કેમ?"

"કેમ કે મારે તમને પૂછવું હતું કે લોકો વાતો કરે છે તે સાચું છે કે નહિ..."

"લોકો કેવી વાતો કરે છે?"

"લોકોની વાતો શું સાચી છે... કે હું તેમના જેવી દેખાઉં છું."

"કેવો બકવાદ! તારી સરખામણીમાં તો એ સૂગ ચડે એવી છે!"

"ના, હજૂર, એમ બોલાય નહિ! અમારી બાનુ તો ખૂબ દેખાવડી છે, બહુ રૂપાળી છે! તેમની જોડે મારી સરખામણી કેવી રીતે થાય!"

અલેક્સેઇએ સોગનપૂર્વક કહ્યું કે દુનિયાની બધી સુંદર તરુણ બાનુઓ કરતાં તું વધારે રૂપાળી છે. પછી તેની શંકાઓને સમૂળી ખતમ કરી નાખવા માટે અલેક્સેઇએ તેની માલિકણનું વર્ણન એવી હાસ્યજનક વિગતે કર્યું કે લીઝા મોકળે મને હસી.

પણ પછી તે નિસાસો નાખીને બોલી: "મારી તરુણ બાનુ ભલે હાસ્યાસ્પદ હોય પણ તેમની સરખામણીમાં હું તો અભણ બોઘી જ છું."

અલેક્સેઇ બોલી ઊઠયો: "અરે, તને એની ફિકર છે કે શું? તારી મરજી હોય તો હું તને આ ઘડીએ જ ભણાવવાનું શરૂ કરી દઉં."

લીઝા જવાબમાં બોલી: "હા, કેમ નહિ? મારે શા માટે કોશિશ ન કરવી?"

"જરૂર કોશિશ કર, પ્યારી! આપણે અત્યારે જ શરૂ કરી દઈએ."

બન્ને બેસી ગયાં. અલેક્સેઇએ ખીસામાંથી પેનસિલ અને નોટબુક કાઢયાં. અકુલીનાએ અસાધારણ રૂપે ટૂંકા વખતમાં કક્કો શીખી લીધો. તેની ઝડપ જોઈને અલેક્સેઇ પોતાના વિસ્મયને ખાળી શક્યો નહિ. બીજે દિવસે અકુલીનાએ લખવાની કોશિશ કરવાની ઇચ્છા જાહેર કરી. શરૂઆતમાં પેનસિલે તેનું કહ્યું ન કર્યું પરંતુ થોડી મિનિટોની અંદર તે સરસ અક્ષરો માંડવા લાગી. અલેક્સેઇ બોલ્યો: "અદ્ભુત! આપણે તો લૅંકેસ્ટર પદ્ધતિની માનવામાં આવતી ઝડપ કરતાં પણ વધારે વેગથી આગળ વધી રહ્યાં છીએ!" અને ખરેખર, ત્રીજા પાઠ સુધીમાં તો અકુલીના 'બોયારની પુત્રી નાતાલ્યા' નામે નવલકથા વાંચતી થઈ ગઈ. વાચન દરમિયાન તેની ટકોરોએ અલેક્સેઇને વિસ્મિત કરી દીધો. વળી અકુલીનાએ એ જ નવલકથાની સૂક્તિઓ એક કાગળ ઉપર ઉતારીને અક્ષરોને બ્લૉટિંગપેપર વડે સૂકવી લીધા.

એક અઠવાડિયું વીત્યું ત્યાં સુધીમાં તો તેઓ એકબીજાને પત્રો લખતાં થઈ ગયાં. તેમની પોસ્ટઑફિસ એક પુરાતન ઓકવૃક્ષની બખોલમાં હતી. નાસ્ત્યા છાની રીતે પોસ્ટમૅનની કામગીરી બજાવતી. અલેક્સેઇ મોટા અક્ષરે લખેલા પત્રો ઓકવૃક્ષની બખોલમાં મૂકતો અને તેને પોતાની માશૂકે સસ્તા ભૂરા કાગળ ઉપર કઢંગી રીતે લખેલી ચિઠ્ઠીઓ મળતી. દરેક પત્રમાં અકુલીનાની લેખનરીત સુધરતી જણાતી અને તેનું માનસ ઘડાતું તથા વિકાસ પામતું વરતાતું.

ઈવાન પેત્રોવિચ બેરેસ્તોવ અને ગ્રિગોરી ઈવાનોવિચ વચ્ચે થોડાક જ વખત પહેલાં બંધાયેલા સંબંધો તે દરમિયાન સુધરતા ગયા અને નીચે નોંધેલા સંજોગોને લીધે ટૂંક વખતમાં દોસ્તીમાં પલટાઈ ગયા: મુરોમ્સ્કીના મનમાં ઘણી વાર ખ્યાલ આવતો કે ઈવાન પેત્રોવિચના મૃત્યુ પછી તેની બધી મિલકત અલેક્સેઇ ઈવાનોવિચના હાથમાં જશે અને તે આખા જિલ્લાનો સૌથી વધારે દોલતમંદ મિલકતદાર બની જશે. તેનું લગ્ન લીઝા જોડે ન થવાનું એક પણ કારણ નથી. બીજી તરફ વડીલ બેરેસ્તોવ પોતાના પાડોશીની અમુક વિલક્ષણતાઓ (તેના પોતાના શબ્દોમાં કહીએ તો અંગ્રેજી કહેવાય એવી બધી બાબતો વિશેની ઘેલછા) ધ્યાનમાં લેવાની સાથે એ વાતનો ઇનકાર નહોતો કરતો કે પોતાનો પાડોશી અમુક ઉત્કૃષ્ટ ગુણો ધરાવે છે અને તેમાં અસાધારણ ચતુરાઈના ગુણનો સમાવેશ કરવો પડે એમ છે. વળી ગ્રિગોરી ઈવાનોવિચ કાઉન્ટ પ્રોન્સ્કીનો નજીકનો સંબંધી છે અને કાઉન્ટ પ્રોન્સ્કી પ્રતિષ્ઠિત

તેમ જ સમર્થ આદમી છે. કાઉન્ટ પ્રોન્સ્કી અલેક્સેઈને ખૂબ મદદ કરી શકે એમ છે અને (ઈવાન પેત્રોવિચને લાગ્યું કે) મુરોમ્સ્કી તો પોતાને લાભ થાય એવી રીતે દીકરીને પરણાવવાની તક મળતાં ચોક્કસ ખુશી અનુભવશે જ. થોડા વખત સુધી બન્ને વડીલોએ પોતાના વિચારો મનમાં જ સંઘરી રાખ્યા પરંતુ આખરે એક દિવસે તેમણે પોતાનાં દિલ એકબીજાની સમક્ષ ખોલી નાખ્યાં અને પરસ્પર ભેટી પડીને તેમણે એ સંબંધમાં પૂરી કોશિશ કરવાનું વચન એકબીજાને આપ્યું. બન્નેએ પોતપોતાની રીતે કામગીરી શરૂ કરી દીધી. મુરોમ્સ્કીને એક મુશ્કેલી ધ્યાનમાં આવી— પોતાની બેત્સી અને અલેક્સેઈનો મેળાપ કરાવવાની. યાદગાર જમણ પછી લીઝા અલેક્સેઈને મળી નહોતી. બન્નેને એકબીજા પ્રત્યે ખાસ આકર્ષણ જાગ્યું ન હોય એમ લાગતું હતું. ગમે તેમ હોય પણ અલેક્સેઈ ફરી વાર પ્રિલૂચિનો નહોતો આવ્યો અને ઈવાન પેત્રોવિચ જયારે આવવાની મહેરબાની કરતો ત્યારે લીઝા પોતાના ખંડમાં ચાલી જતી. ગ્રિગોરી ઈવાનોવિચે મનમાં વિચાર કર્યો: "અલેક્સેઈ દરરોજ આવવા લાગે તો લીઝા ચોક્કસ તેના પ્રેમમાં પડી જ જાય. એ તો કુદરતી બાબત છે. વખતનું વહેણ બધું થાળે પાડી દેશે."

ઈવાન પેત્રોવિચને પોતાના મનસૂબાઓની કામયાબી વિશે જરાય ફિકર નહોતી. તે જ દિવસે તેણે પોતાના પુત્રને અભ્યાસખંડમાં બોલાવ્યો અને હોક્લી સળગાવીને થોડી વાર ચુપ રહ્યા પછી તેણે પૂછ્યું:

"આલ્યોશા, તેં લશ્કરી કારકિર્દી વિશે વાત કરવાનું કેમ સાવ બંધ કરી દીધું છે? હુસારનો યુનિફોર્મ ધારણ કરવાનો તલસાટ હવે તને નથી રહ્યો કે શું?"

અલેક્સેઈએ આદરપૂર્વક જવાબ આપ્યો: "ના, પિતાજી, હું હુસાર ટુકડીમાં જોડાઈ જાઉં એ આપને પસંદ નથી તેની મને ખબર છે—મારી ફરજ છે કે હું આપની ઈચ્છાઓને આધીન બનું."

ઈવાન પેત્રોવિચ બોલ્યો: "સરસ. હું સમજું છું કે તું આજ્ઞાંકિત પુત્ર છે. એથી મારું દિલ ખૂબ શાંતિ અનુભવે છે. હું પણ મારી મરજી તારી ઉપર લાદવા નથી ઈચ્છતો. તું સરકારી નોકરીમાં દાખલ થઈ જાય એવો આગ્રહ હું નહિ રાખું —હાલ પૂરતો તો નહિ જ. દરમિયાનમાં મારો ઈરાદો તને પરણાવવાનો છે."

વિસ્મિત થઈ ગયેલા અલેક્સેઈએ પૂછ્યું: "કોની જોડે, પિતાજી?"

ઇવાન પેત્રોવિચે જવાબ આપ્યો: "લીઝાવેતા ગ્રિગોર્યેવ્ના મુરોમ્સ્કાયા જોડે. માનું છું કે મારી પસંદગી અનુચિત નથી."

"પણ પિતાજી, લગ્ન કરવાના વિચારો હજી મારા મનમાં ઊઠતા નથી."

"તને વિચાર નથી ઊઠતા એટલે જ મેં તારા વતી વિચાર કરી લીધો છે અને મારા મનમાં નિર્ધાર થઈ ગયો છે."

"પણ પિતાજી, મને લીઝા મુરોમ્સ્કાયા પસંદ નથી."

"આગળ જતાં ગમી જશે. પ્રેમના અંકુર સહવાસમાંથી જ ફૂટે."

"તેને સુખી કરવાની શક્તિ મારામાં હોય એમ મને નથી લાગતું."

"તેના સુખની ફિકર છોડી દે. આ વળી શું? પિતાની ઇચ્છાઓ પ્રત્યે તારો આદર આવો જ છે કે? જરાક શરમ રાખ!"

"આપને ગમે કે નહિ, પિતાજી, પણ મારી ઇચ્છા લગ્ન કરવાની નથી અને હું લગ્ન નહિ કરું."

"કાં તો લગ્ન કરી લે, નહિતર હું તારી ઉપર નાખુશી વરસાવીશ; અને ખુદાની સાખે કહું છું કે બધી મિલકત વેચી નાખીને સઘળી દોલત વેડફી નાખીશ, તારે માટે એક કોપેક પણ નહિ રહેવા દઉં. વિચાર કરવા માટે તને ત્રણ દિવસ આપું છું અને અવધિ પૂરી થાય ત્યાં સુધી મારી નજરે પડતો નહિ!"

અલેક્સેઇને ખબર હતી કે પિતાના માથામાં ખ્યાલનો કીડો એક વાર ઘૂસી ગયો એટલે પછી તેને બહાર કાઢવાનો કશો ઉપાય નથી — તારાસ સ્કોતીનિનના[13] શબ્દોમાં "ખીલી વડે" પણ નહિ. પરંતુ અલેક્સેઇ બાપ ઉપર ઊતર્યો હતો અને તેનો નિર્ધાર પલટાવવાનું પણ એટલું જ મુશ્કેલ હતું. તે પોતાના ખંડમાં ગયો અને પિતાના અખત્યારની મર્યાદાઓ વિશે, લીઝાવેતા ગ્રિગોર્યેવ્નાના વ્યક્તિત્વ વિશે, તથા પોતાને ભિખારી બનાવી દેવાની પિતાની ગંભીર ધમકી વિશે વિચાર કરવા લાગ્યો. અંતે તેના વિચારો અકુલીના ઉપર કેંદ્રિત થયા. તેને પહેલી જ વાર સાફ ભાન થયું કે પોતે અકુલીનાના ઉત્કટ પ્રેમમાં પડી ગયો છે. ખેડૂતકન્યા જોડે લગ્ન કરવાનો અને પોતાની મહેનતના જોરે જિંદગી જીવવાનો રોમાન્ટિક ખ્યાલ તેના મનમાં ઝબકી ગયો અને એવા મક્કમ કદમ વિશે તે જેમ વધારે વિચાર કરતો ગયો તેમ એ કદમ તેને વધારે વાજબી લાગતું ગયું. ઝાડીની છૂપી મુલાકાતો વરસાદને લીધે થોડા વખતથી બંધ થઈ ગઈ હતી. તેણે અકુલીનાને એક પત્ર

લખ્યો. પત્રનું લેખન સ્પષ્ટતાના નમૂના જેવું હતું અને તેની શૈલી આવેશમય હતી. પત્રમાં તેણે અકુલીનાને બન્નેના ભાવિ સુખ ઉપર તોળાતી આફત વિશે જણાવ્યું અને તેની સાથે સાથે લગ્નની ઑફર કરી. તેણે તત્કાળ જઈને પત્ર ઓકવૃક્ષની બખોલની પોસ્ટઑફિસમાં મૂકી દીધો અને પાછો આવીને મનમાં સંતોષ અનુભવતો તે સૂઈ ગયો.

અલેક્સેઇ મનમાં મક્કમ નિર્ધાર લઈને બીજે દિવસે વહેલી સવારે મુરોમ્સ્કીને મળવા અને સાફ દિલ સાચી વાત જણાવી દેવા તેને ત્યાં ગયો. અલેક્સેઇને આશા હતી કે પોતે મુરોમ્સ્કીના દિલની ઉદારતાને જગાવીને તેને પોતાને પક્ષે કરી લઈ શકશે.

પ્રિલૂચિનો હવેલીની પરસાળ સામે ઘોડાની લગામ ખેંચીને તેણે પૂછ્યું: "ગ્રિગોરી ઇવાનોવિચ ઘરમાં છે કે?"

નોકરે જવાબ આપ્યો: "ના, હજૂર, ગ્રિગોરી ઇવાનોવિચ તો આજે સવારમાં વહેલા જ બહાર ચાલ્યા ગયા છે."

અલેક્સેઇને થયું: "ભારે મુશ્કેલી ઊભી થઈ!" પછી તેણે નોકરને પાછો સવાલ કર્યો: "લીઝાવેતા ગ્રિગોર્યેવ્ના છે કે?"

"હા, જી."

અલેક્સેઇ ઠેકડો મારીને ઘોડા ઉપરથી નીચે ઊતર્યો અને લગામ નોકરના હાથમાં પકડાવીને અંદર ખબર કહેવડાવ્યા વગર જ ઘરમાં દાખલ થઈ ગયો.

દીવાનખંડ તરફ જતાં તેણે મનમાં વિચાર્યું: "આખી બાબત સાફ થઈ જશે. હું ખુદ બાનુની જોડે જ વાત કરી લઈશ."

તે ખંડમાં દાખલ થયો અને આભો બની ગયો. લીઝા... ના, લીઝા નહિ પણ પ્યારી અકુલીના — ઑલિવ સમી ત્વચાએ સોહતી અકુલીના — ખેડૂતકન્યાના લેબાસમાં નહિ પણ પ્રાતઃકાળનું ધવલ ગાઉન પરિધાન કરીને બારી પાસે બેઠી બેઠી પોતાનો પત્ર વાંચી રહી હતી. તે વાંચવામાં એટલી તલ્લીન થઈ ગયેલી હતી કે અલેક્સેઇનાં પગલાંનો અવાજ તેને સંભળાયો નહિ. ખુશીના ઉદ્‌ગારને અલેક્સેઇ દબાવી શક્યો નહિ. લીઝાએ ચમકી જઈને માથું ઊંચું કર્યું અને અલેક્સેઇને જોઈને ચીસ પાડી ઊઠતાં તેણે ભાગી જવાની કોશિશ કરી. અલેક્સેઇએ તેને બળજબરીથી રોકી રાખવાનો પ્રયાસ કર્યો અને તે બોલવા લાગ્યો: "અકુલીના! અકુલીના!"

લીઝાએ તેના હાથમાંથી છૂટવાની મહેનત કરી... અને ખેંચાતાણ દરમિયાન તે બોલતી રહી...

"મને છોડી દો! આપને ઘેલું લાગ્યું છે કે શું?"

અલેક્સેઇ તેના હાથ ઉપર ચૂમીઓ વરસાવતો વારંવાર બોલતો રહ્યો: "અકુલીના! અકુલીના, મારી પ્યારી!" એવું દૃશ્ય નીરખી રહેલી મિસ જેક્સનને સમજણ જ ન પડી કે શું ધારવું. બરાબર એ જ વખતે બારણું ઊઘડ્યું અને ગ્રિગોરી ઈવાનોવિચ અંદર દાખલ થયો.

"વાહ!" તે બોલી ઊઠ્યો. "લાગે છે કે મામલો તમે પોતાના જ હાથમાં લઈ લીધો છે..."

વાર્તાના અંતનું વર્ણન કરવાની નકામી મહેનતથી વાચક મને છુટ્ટી બક્ષે.

૧૮૩૦

**ઈવાન પેત્રોવિચ બેલકિનની વાર્તાઓ સમાપ્ત**

## ટિપ્પણીઓ

[1] અઢારમી સદીના પ્રખ્યાત નાટકકાર દેનીસ ફોનવીઝિનની ૧૭૮૨માં પ્રકાશિત થયેલી હાસ્યનાટિકા. — પૃ૦ ૧૧

[2] પૂશ્કિનના મિત્ર યેવગેની બારાતીન્સ્કીની કૃતિ 'નૃત્યસમારંભ'. — પૃ૦ ૧૯

[3] ૧૮૨૫ના ડિસેંબરની ૧૪મી તારીખના હથિયારબંધ વિદ્રોહમાં સક્રિય ભાગ લેનાર બેસ્તૂઝેવ-માર્લીન્સ્કી લિખિત નવલિકા. — પૃ૦ ૧૯

[4] કવિ અને લશ્કરી વિષયોનો લેખક દેનીસ દાવીદોવ પૂશ્કિનનો મિત્ર હતો. ૧૮૧૨માં તેની સરદારી હેઠળની છાપામાર ટુકડીએ કિસાન સ્વયંસેવકોની મદદ મેળવીને ફ્રેંચ ચડાઈખોરોની સામે વીરતાભર્યો સંઘર્ષ લડયો હતો. ૧૮૧૨ના દેશાભિમાની યુદ્ધમાં ભાગ લેનાર બુર્ત્સોવનો ઉલ્લેખ દેનીસ દાવીદોવનાં કાવ્યોમાં અનેક વાર થયેલો છે. — પૃ૦ ૨૫

[5] રશિયન જનરલ. ૧૮૨૦માં તુર્કી ચડાઈખોરોથી ગ્રીસને મુક્ત કરવાની પ્રવૃત્તિ ચલાવતા ગુપ્ત ક્રાંતિકારી મંડળના આગેવાનોમાંનો એક. ઈપ્સીલાન્તીની ટુકડી પ્રુત નદીને કાંઠે આવેલા સ્કુલ્યાની ગામમાં તુર્કી લશ્કરની સામે લડતાં ૧૮૨૧ના જૂનની ૨૯મી તારીખે હારી ગઈ. — પૃ૦ ૩૫

[6] રશિયન કવિ અને અનુવાદક વસીલી જુકોવ્સ્કી (૧૭૮૩—૧૮૫૨) રચિત 'સ્વેતલાના' કથાગીતમાંથી. — પૃ૦ ૩૯

[7] ઓગણીસમી સદીના નાટકકાર અને મુત્સદ્દી અલેક્સાન્દર ગ્રિબોયેદોવની પ્રખ્યાત હાસ્યનાટિકા ‘ચતુરાઈ સર્જે વિલાપ’.—પૃ૦ ૪૯

[8] અઢારમી સદીના નામાંકિત રશિયન કવિ ગાવ્રિઈલ દેર્ઝાવિન લિખિત ઉદ્બોધન કાવ્ય ‘જાગ્રણ ’.—પૃ૦ ૫૯

[9] આન્તોન પોગોરેલ્સ્કી તખલ્લુસ ધરાવતા ઓગણીસમી સદીના લેખક અલેક્સેઇ પેરોવ્સ્કીની નવલકથાના મુખ્ય પાત્ર પ્રત્યે સંકેત કરવામાં આવ્યો છે. —પૃ૦ ૬૨

[10] પ્યોતર વ્યાઝેમ્સ્કી—ઓગણીસમી સદીનો કવિ.—પૃ૦ ૭૧

[11] મહેનતુ તેરેન્તીચ—અઢારમી સદીના રશિયન કવિ ઇવાન દ્મીત્રિયેવ રચિત ‘હાસ્યચિત્ર’ નામે કાવ્યમાં ગુલામ જેવો ચાકર.—પૃ૦ ૮૪

[12] અઢારમી સદીના રશિયન કવિ ઇપ્પોલીત બોગ્દાનોવિચનું કાવ્ય ‘માશૂક’. —પૃ૦ ૮૯

[13] ફોનવીઝિનની હાસ્યનાટિકા ‘બોઘો’નું એક પાત્ર—લાક્ષણિક જમીનદાર અને ખેતગુલામોનો માલિક, ગમાર અને અબુધ.—પૃ૦ ૧૧૨

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૨૧, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

## અમારાં અન્ય પ્રકાશનો

### ચંગેઝ આઈત્માતોવ — 'જમિલા'

ચંગેઝ આઈત્માતોવ લેનિન પારિતોષિક મેળવનાર યુવાન કિરગિઝ લેખક છે. તેની પ્રથમ લઘુકથા 'જમિલા' ૧૯૫૮માં પ્રકાશિત થઈ અને તેને તરત જ સોવિયેત સંઘમાં તેમ જ વિદેશોમાં વાચકોની પ્રશંસા સાંપડી.

તેમાં એક એવી કિરગિઝ યુવતીની કથા આલેખવામાં આવી છે જે જીવનને રૂંધતી યુગજૂની પછાત પરંપરાઓને તોડીને મુક્ત બની જાય છે, અને નવા જીવનને તથા યુગને સત્કારવા પોતાની મેળે જ આગળ ધપે છે.

પૃષ્ઠ ૧૦૩, કિંમત ૪૫ પૈસા.

### 'અધૂરો પત્ર'

આ સંગ્રહમાં ઊર્મિપ્રધાન સોવિયેત નવલિકાના વડેરા સર્જક કોન્સ્તાન્તીન પાઉસ્તોવ્સ્કી અને નવી પેઢીના નવલિકાલેખક વલેરી ઓસિપોવનું મિલન થાય છે. જેમની નવલિકાઓ દુનિયાની અનેક ભાષાઓમાં અનુવાદિત થઈ ચૂકી છે એવા પ્રખ્યાત લેખકો સેર્ગેઈ અન્તોનોવ અને યૂરી નગીબિનની કૃતિઓની સાથે સાથે આ સંગ્રહમાં એવી ઊગતી લેખનપ્રતિભાઓની કૃતિઓ પણ રજૂ કરવામાં આવી છે જેમનો વિદેશી વાચકોને હજી પરિચય નથી થયો. સંગ્રહના લેખકોના નાયકો જે નગરો અને ગ્રામોમાં વસે છે એ નગરો અને ગ્રામો ભારતથી ભલે ગમે તેટલાં દૂર હોય તોપણ પુસ્તકનાં પૃષ્ઠો ઉપર છલકતા સખત મહેનતી અને ખુલ્લાં દિલ ધરાવતા સોવિયેત ઇન્સાનોને ગુજરાતી વાચક જરૂર સમજી શકશે અને એ ઇન્સાનો તેને ચોક્કસ ગમી જશે જ.

પૃષ્ઠ ૩૨૦

## મિખાઈલ શોલોખોવ — 'ઇન્સાન અને નસીબ'

લેનિન પારિતોષિક અને નોબેલ પારિતોષિકના વિજેતા મિખાઈલ શોલોખોવનાં પુસ્તકો ૯૦ ભાષાઓમાં અનુવાદિત થયાં છે.

'ધીરે વહેતી દોન' તથા 'કુંવારી ધરતી જાગી' નામની તેમની કૃતિઓ વિશ્વ સાહિત્યની ઉત્કૃષ્ટ રચનાઓમાં સ્થાન ધરાવે છે.

દ્વિતીય વિશ્વ-યુદ્ધ દરમિયાન શોલોખોવ યુદ્ધ-સંવાદદાતા હતા. 'ઇન્સાન અને નસીબ' (૧૯૫૬) યુદ્ધનાં વિકટ વર્ષોની કથા વર્ણવે છે. સૈનિક આન્દ્રેઈ સોકોલોવ નરકની જ્વાળાઓમાંથી — કેદી જીવન, હડધૂત દશા, અને અત્યાચારમાંથી — પસાર થવા છતાં અજેય રહ્યો... પરિસ્થિતિની કરુણતાના આલેખનની દૃષ્ટિએ તથા ન્યાય તેમ જ માનવીની આધ્યાત્મિક તાકાતમાં શ્રદ્ધાની અભિવ્યક્તિની દૃષ્ટિએ આ કથાની તોલે આવે એવી બીજી કોઈ કથા સોવિયેત સાહિત્યમાં નથી. આ કથાના આધારે સર્જિત ફિલ્મને ૧૯૫૯માં મોસ્કોમાં યોજાયેલા પ્રથમ આંતરરાષ્ટ્રીય ફિલ્મ ઉત્સવમાં ઉત્તમ પારિતોષિક પ્રાપ્ત થયું છે.

પૃષ્ઠ ૫૪, કિંમત ૩૫ પૈસા.

**આ પુસ્તકો ભારતમાં સોવિયેત પુસ્તકોના વિક્રેતાઓ પાસેથી મળી શકશે.**

